ફત્તેસિંહરાવે એંશીહજાર ફોજ લઈ પાટડીપર સ્વારી કરી, પાંચ દિવસ સુધી ઘેરો ઘાલ્યો, પરંતુ અંદરથી તેમજ બહારથી બંને તરફથી તેના સૈન્યપર સતત્ મારો ચાલુ રહેવાથી તે ઘેરો ઉઠાવી ચાલતો થયો, સંવત ૧૮૩૪ ઇ. સ. ૧૭૭૮.

ઇ. સ. ૧૭૯૨ સંવત ૧૮૪૮ માં ગુજરાતમાં અતિવૃષ્ટી થવાથી સઘળો પાક સડી ગયો અને અનાજ બિલકુલ નિપજ્યું નહિ તેથી ભયંકર દુકાળ પડયો. ઘાસચારાની છત હોવાથી ઢોરો જીવતાં રહ્યાં; તેમના છાણમાં ઘી મેળવીને લોકોએ ખાઇને જીંદગી નિભાવી છે.[1] ત્યારપછી ચાર વર્ષે ઇ. સ. ૧૭૯૬ સંવત ૧૮૫૨ ના શ્રાવણ શુદી છઠ્ઠને મંગળવારે દેશાઈ નથુભાઇએ સ્વર્ગવાસ કર્યો.

તેમની પછી તેમના વીરપુત્ર દેશાઇ વખતસિંહજી ગાદીપર આવ્યા. ઝાલાવાડના તાલુકદારોએ પેશ્વાઇની પડતીનો લાભ લેવા ધારી ખંડણી આપવી બંધ કરી હતી, તેમનાપર પોતે આઠહજાર સ્વારોનું લશ્કર લઇ ચડયા અને દરેક તાલુકદાર પાસેથી ખંડણી વસુલ કરી. સને ૧૮૦૨ માં તેમણે દસાડાપર સ્વારી કરી તેને સર કર્યું હતું.[2] પાટડી જેવા એક મજબુત કિલ્લાના ધણી તરીકે દેશાઇઓએ અઢારમા સૈકાના અંતભાગમાં ગુજરાતના ઇતિહાસમાં અગત્યનો ભાગ ભજવ્યો છે. ગાયકવાડ સરકારના કડી પ્રાંતના સુબેદાર મલ્હારરાવે બંડ કરી પોતાની સ્વતંત્રતા જાહેર કરી અને વિસનગર, વિજાપુર વગેરે તાલુકા કબજે કરી ગાયકવાડી સત્તા સામે પોતાનો ઝુંડો ખડો કર્યો; તેને ગાયકવાડી તથા અંગ્રેજ સરકારના સંયુક્ત સૈન્યે હરાવી કેદ પકડયો અને કડી કબજે કર્યું. પાટડીના દેશાઇઓ કોઇની પણ તાબેદારી સ્વિકારતા નહોતા તથા તેઓ પેશ્વા સરકારની વતીથી પેશકશી વસુલ કરવાનું કામ કરતા હતા, તેથી તેઓ કડીના બળવાખોર સુબા મલ્હારરાવને છુપી રીતે મદદ કરતા હતા તેવા બ્હાના નીચે, કડી પ્રાંતમાં સંપૂર્ણ શાંતિ ફેલાયા પછી, ગાયકવાડી સત્તાએ પોતાના સેનાપતિ બાબાજીરાવને મોટા સૈન્ય સાથે પાટડીપર સ્વારી કરવા મોકલ્યો ઇ. સ. ૧૮૦૩. બાબાજીરાવ સેનાપતિ મહા અભિમાની અને ઉન્મત્ત નર હતો, તેણે આવી પાટડીનો મજબુત ગઢ ઘેરી લીધો. પરંતુ તે સમયે પાટડીનો કિલ્લો એક અસાધારણ બળવાન જગા હતી, તેને ઈંટ ચુનાથી બાંધેલો મજબુત ગઢ હતો. રાજ-

---

૧. 'અમદાવાદનો પ્રાચીન ઇતિહાસ.' ૨. 'મેલ્વીલ્સ. સી. નં. ૧૦.' પા. ૫૯.

કુટુંબ માટે ગામથી શુદ્ધ ઉત્તર દિશામાં ઘણી ઉંચી અને સુદૃઢ રાજગઢી હતી, તેની આસપાસ દુશ્મનોના હુમલાથી બચવા માટે મોટું તળાવ તથા ખાઇ હતી. પૂર્વ દિશામાં મોટું તળાવ તથા પશ્ચિમ અને દક્ષિણ દિશામાં થોરીઆની ત્રેવડી વાડ હતી; જે દરેક વાડની વચ્ચે સાંકડી પણ ઉંડી ખાઇ હતી. આ વાડો પસાર કરવા બાદ છેવટે સીમેન્ટથી બાંધેલો, કાળા પત્થરના બુરજોવાળો કિલ્લો આવતો, તેની અંદર પહેલાં ૪૫૦ ફુટ પહોળો, ઘરોવાળો ખુલ્લો ભાગ હતો અને તેની પછી ઘણી સારી રીતે બાંધેલો અંદરનો બીજો કિલ્લો આવતો, તેમાં બજાર તથા સારાં સારાં ઘરો વગેરે હતાં. તે વટાવ્યા પછી ૪૦ ફુટ પહોળી અને ૨૦ ફુટ ઉંડી તથા જરૂર પડતાં પાસેના વિશાળ તળાવમાંથી તરતજ ભરી શકાય તેવી મોટી ખાઇ હતી. છેવટે આવી રીતે ચોગરદમથી સુરક્ષિત થયેલી રાજગઢી આવતી હતી.[1]

આવી અસાધારણ મજબુત જગા અને બહોળું કુટુંબ તથા પોતાની જાત મરદાઇથી દેશાઇ વખતસિંહજીએ ગાયકવાડી સેનાપતિ બાબાજીરાવના ઘેરા સામે બહાદુરાઇથી બાથ ભીડી. તેના સૈન્યના વારંવારના હુમલાઓનો દેશાઇઓએ તોપો તથા બંદુકના આબાદ મારાથી સારો જવાબ આપવા માંડયો. આ પ્રમાણે ઘેરો લાંબા સમય સુધી ચાલ્યો. બાબાજીરાવના સૈન્યને બહારથી દારૂગોળાની તથા ખોરાકીની સારી રીતે મદદ મળતી રહી પરંતુ ૭ માસના લાંબા વખત સુધી ઘેરો ચાલવાથી દેશાઇઓનો દારૂગોળો તેમજ ખોરાકી ખુટી ગઈ. બાબાજીના તોપોના સતત્ મારાથી બહારના કિલ્લામાં ઠામઠામ ગાબડાં પડી ગયાં, પરંતુ દેશાઇઓની બચાવ કરવાની અસાધારણ મરદાઈથી મરાઠી સૈન્ય હજુ સુધી કિલ્લામાં પ્રવેશવા હિંમત કરી શકયું નહિ. આખરે પોતાના સૈન્ય સાથે નાગડાની એક લશ્કરી ટુકડી હતી તેને કિલ્લામાં પડેલાં ગાબડાંમાંથી અંદર પ્રવેશવા હુકમ થયો. તેઓ પોતાના સરદારની આગેવાની નીચે જેવા પ્રવેશવા તુટી પડેલી જગાએ આવ્યા કે તરતજ તોપોનો મારો શરૂ થયો અને એક આબાદ ગોળાથી સરદારના શરીરના ટુકડે ટુકડા થઈ ગયા. આથી હેબક ખાઈ તેઓ ન્હાસી ગયા અને ભંગાણ પડયું. બાબાજીના બીજા સૈનિકોમાં આ ખાસ સૈન્યની ટુકડીના ન્હાસવાની બહુજ માઠી અસર થઇ. બાબાજીરાવ પોતે પણ તે બરાબર સમજી ગયો અને દેશાઇઓ પણ હવે અણીપર આવી રહ્યા હતા.

૧. 'બૉ. ગેઝીટીઅર,' વો. ૪ પા. ૩૪૭.

બાબાજીએ યુદ્ધનો વાવટો ઉતારી નાંખી દેશાઇઓના સામંતોને બોલાવ્યા અને સંધી સારૂ ભાંજગડ થઈ તેમાં મધ્યસ્થે એવો ઠરાવ કર્યો કે, લડાઇના ખરચ પેટે દોઢ લાખ રૂપિઆ રોકડા તથા દર વર્ષે ઘાસ દાણા પેટે રૂ. ૫૬૫૨ સિક્કાઈ આપવા[૧].

ના. અંગ્રેજ સરકારને સ્હાયક સૈન્યના ખર્ચ પેટે ધોળકા તાલુકો તથા કાઠીઆવાડમાં ધંધુકા, રાણપુર અને ઘોઘા વગેરે મળ્યાં હતાં, તે અરસામાં કાઠીઆવાડનો વહીવટ ઘણો અવ્યવસ્થિત ચાલતો હોવાથી અંગ્રેજ સરકારનાં તે પ્રગણાંની આબાદીમાં ખલેલ પહોંચતી હતી. તેમજ પોતાના મિત્રરાજ ગાયકવાડને તેમની તથા પેશ્વા સરકારના ઇજારદાર તરિકેની કાઠીઆવાડની જમાબંધી બરાબર વસુલ થઈ શકતી નહોતી, તેથી નામદાર અંગ્રેજ સરકારે પોતાના બાહોશ સેનાપતિ કર્નલ વૉકર સાહેબને કાઠીઆવાડમાં બંદોબસ્ત કરવાને સને ૧૮૦૭ માં લશ્કર સાથે મોકલ્યા. તેમણે કાઠીઆવાડનાં સંસ્થાનો સાથે બંદોબસ્ત કર્યો જે "વૉકર્સ સેટ્લમેન્ટ" ના નામથી ઓળખાય છે. આ વખતે કર્નલ વૉકર સાહેબે આપણા દેશાઇ શ્રી વખતસિંહજી સાથે પણ સેટ્લમેન્ટ કરી તેમના તાલુકા માટે જાથુકની બાંહ્યધરી આપી [૨]છે. બાદ સને ૧૮૧૭માં પેશ્વા તથા ગાયકવાડ સાથેના કોલકરારોથી આ તરફનો મુલક બ્રિટિશ સરકારને મળ્યે અને તેથી અમદાવાદ જીલ્લો બાંધ્યો ત્યારે તેમાં પાટડીનાં કેટલાંક ગામો મુકાયાં છે જે હાલ પણ અમદાવાદ જીલ્લામાંજ હસ્તી ધરાવે છે, અને વખત જતાં ક્રમે ક્રમે તેને બ્રિટિશ કાયદાઓ લાગુ કર્યા છે, તોપણ આગળની સ્વતંત્ર સત્તાની સાનત તરિકે હજુ તે ગામોમાં પોલીસ અને મેજીસ્ટ્રેટની સત્તાઓ તેમની ચાલે છે.

આ રાજ્યની હદમાં કચ્છના રણનો કેટલોક ભાગ આવે છે. તેના કાંઠાપર ખારાઘોડા ગામ પાસે મીઠાના અગર છે, ત્યાં જુના વખતથી મીઠું બનાવવામાં આવે છે. ઇ. સ. ૧૭૪૧–૪૨માં દેશાઇ ભાવસિંહજી પાસે, રંગોજી સાથેની લડાઈ પછી જ્યારે વિરમગામ સોંપવું પડયું ત્યારે આ અગરનો સ્વતંત્ર ભોગવટો હતો, પરંતુ પાછળથી દેશાઈ નથુભાઇના સમયમાં જ્યારે પેશ્વાના સરદારોએ વીશ ગામમાંથી ૭ ગામો લઈ લીધાં અને નવી સનંદ

૧. 'બો. ગેઝીટીઅર' વો. ૪ પા. ૩૪૭; 'મેલ્વીલ્સ. સી.' નં. ૧૦ પા. ૫૯.
૨. 'મે. સી.' નં. ૩૭ પા. ૭૦–૭૩.

કરી ત્યારથી અગરની ઉપજનો પોણો ભાગ દેશાઇ તથા પા ભાગ (¼) પેશ્વા સરકાર લે તેવો ઠરાવ થયેલો, ત્યારથી અત્યાર સુધી અગરની ઉપજનો ¾ ભાગ દેશાઇ લેતા હતા. પરંતુ સને ૧૮૨૩ માં નામદાર અંગ્રેજ સરકારે તેનો સ્વતંત્ર વહીવટ પોતાના હાથમાં લીધો ત્યારે દરવર્ષે દેશાઇશ્રીને બાર હજાર રૂપિઆ સિક્કાઇ તથા ત્રણસેં ને ચાલીસ બંગાલી પણ મીઠું આપવાનો ઠરાવ કર્યો હતો, પરંતુ સિક્કાઇનો વટાવ તથા ઇન્કમટેક્ષ કાપી લઇ હાલ દરસાલ પાટડી સ્ટેટને રૂા. ૧૦૫૨૧–૧૨–૩ તથા ચુંવાળા બંગાળી તોલ ના હિસાબે ત્રણસેં ચાલીશને બદલે મીઠું મણુ ૭૮૩–૬ શેર મળે છે.

ઇ. સ. ૧૭૫૫ થી ૧૮૧૭ સુધી અમદાવાદ શહેરપર ચાલેલી ગાયકવાડ તથા પેશ્વાની સંયુક્ત સત્તાની અંધાધુનીના સમયમાં આસપાસનાં પરાં-માંથી પોતાને સગે વ્હાલે ઘણા કણબીઓ ન્હાસી ગયા હતા તેઓ અંધાધુનીનો જમાનો બંધ થવાથી નામદાર અંગ્રેજ સરકારની શીતળ છાયા નીચે આવી આવી અમદાવાદમાં વસવા લાગ્યા તેમાં પાટણ તથા કડી તરફથી પણ ઘણા કણબીઓ આવ્યા છે[1]. તેઓએ શહેરના ગરીબ થઇ ગયેલા મુસલમાનો પાસેથી એક પછી એક ઘરો વેચાતાં લઈ આખી પોળોને પોતાની આગવી વસવાટવાળી કરી અને તેનાં અસલ નામો બદલી કડવા-પોળ આદિ નામો પાડયાં.

અમદાવાદ વગેરે નામદાર અંગ્રેજ સરકારને સ્વાધિન થતાં માંડલપર ધાડ આવી. આપણે આગળ વાંચી ગયા તેમ માંડલના જાગીરદાર જેઠાભાઇના સ્વર્ગવાસ પછી તેમનાં બહાદુર સ્ત્રી માણેકબાઇએ માંડલને જાળવી રાખ્યું. તેમના વખતમાં માંડલ ગઢપર વારંવાર હુમલા થતા હતા, પરંતુ માણેકબાઈ જાતે બહાદુર સ્ત્રી હોવાથી મરદનો પોશાક પહેરી બરછી પકડી ઘોડેસ્વાર થઇ પોતાના લશ્કરની સરદારી લઇ લડતાં; અને મરાઠાના વારંવારના હુમલા પાછાં વાળતાં. તેમના પુત્ર દેવીસિંહજીએ ઉમ્મરે આવતાં રાજ્યનો વહીવટ પોતાના હાથમાં લીધો, એવામાં પેશ્વાના સુબા ત્રીંબકજીએ તેમની પાસે પેશકશી માગી, તેથી પોતાની સ્વતંત્રતાની સનંદ મેળવવા તેઓ જાતે પેશ્વાની હજુરમાં પુના ગયા, પરંતુ ત્યાં પેશ્વા બાજીરાવ બીજાએ સેનાપતિ બાપુગોખલે સાથે મળી નામદાર અંગ્રેજ સરકાર સામે વિગ્રહ માંડયો હતો (ઇ. સ. ૧૮૧૭.) તેમના સૈન્ય સાથે લડતાં દેવીસિંહજી પણ

૧. 'અમદાવાદનો પ્રા. ઈતિહાસ.'

ખપ આવી ગયા. આ વખતે તેમના પુત્ર ફત્તેસિંહજી નાની વયના હોવાથી પેશ્વાનો સઘળો મુલક સરકારે જપ્ત કર્યો, ત્યારે માંડલ પણ કબજે કર્યું અને દેવીસિંહના પુત્ર ફત્તેહસિંહજીને છુટો છવાયો ગિરાસ તથા વિરમગામ કસ્બાની પટેલાઈ આપી સંતોષ્યા. અત્યાર સુધી તેઓ દેશાઈ કહેવાતા પણ વિરમગામની પટેલાઈ કરવા માંડી ત્યારથી તે વિશેષણથી પીછાનાયા, પરંતુ હજુ સુધી તેઓ સરકારના વતનદારી દફતરમાં વતનદાર તરીકે ગણાય છે. તેમના કેટલાક ભાઇઓ ધાંગધ્રા જઈ વસ્યા અને ત્યાં દેશાઈગીરિ પ્રાપ્ત કરી સને ૧૮૨૦. (**રા. અમરસિંહ દેસાઈભાઇ વકીલ, શેઠ જીભાઇ કેવળદાસ તથા સ્વ. શેઠ દ્વારકાદાસ જીભાઇ** જેમની છબીઓ આ પુસ્તકમાં આપવામાં આવી છે તે આ ખાનદાન કુટુંબના વંશજ છે.)

દેશાઈશ્રી વખતસિંહજીએ પોતાની લાંબી વિકટ પણ ઉજ્વળ કાર્યકીર્તિ પુરી કરી વૃદ્ધ થવાથી કાશીપુરીની યાત્રાએ સિધાવ્યા, અને તે પવિત્ર સ્થળમાં પોતાનો દેહ ત્યાગ કરી કૈલાસવાસ કર્યો. ઇ. સ. ૧૮૨૮. આ રાજઅમલમાં વારંવાર થયેલી મોટી મોટી લડાઇઓને લીધે સ્ટેટની આર્થિક સ્થિતિ નબળી થઇ હતી.

તેમના સ્વર્ગવાસ પછી કુંવર હરીસિંહજી સં. ૧૮૮૫ના મહા વદી દશમે પાટડીની ગાદીએ આવ્યા. તેમના વખતમાં ના. અંગ્રેજ સરકારનું રાજ્ય જમાવટપર આવતું જતું હોવાથી રાજ્યમાં સુલેહ શાંતિ ફેલાઇ હતી, તેથી પોતાની અસલ જાગીરનાં સત્તર ગામો ઉપરાંત પોતાના નામથી હરીપરૂ વસાવી એક ગામનો ઉમેરો કર્યો. ઇ. સ. ૧૮૦૩ માં ગાયકવાડી સેનાપતિ બાબાજીરાવ સાથે ચાલેલી લાંબી લડાઇથી તુટી ગયેલો કિલ્લો તેમણે ઇ. સ. ૧૮૨૭ માં સમરાવી મજબુત કર્યો, અને ત્યાર પછીથી લોકોની અને પાટડી ગામની આબાદી વધવા [1]માંડી. ઇ. સ. ૧૮૩૭માં દેશાઈ હરીસિંહજીનો સ્વર્ગવાસ થયો.

તેમને પુત્ર સંતતી ન હોવાથી દસ્તુર મુજબ ગાદીના માલિક તેમના ભાઇ કુબેરસિંહજી થયા, પરંતુ સ્વર્ગસ્થ હરીસિંહજીનાં રાણીઓએ તેમને ગાદીપર ન આવવા દેવા પુષ્કળ ખટપટ કરી પણ તેમાં ફાવ્યાં નહિ, એટલે મણે રાજ્યના અગત્યના કાગળો તથા વહીવટના ઘણા ચોપડાઓનો નાશ કર્યો. કુબેરસિંહજીએ આઠ વર્ષ સુધી શાંતિભર્યું રાજ્ય કર્યું અને અસલ

૧. 'બો. ગેઝીટીઅર' વો. ૪ પા. ૩૪૭.

અઢાર ગામોની જાગીરમાં પોતાના નામથી કુબેરપરૂ વસાવી એકનો ઉમેરો કર્યો. તેમણે ઇ. સ. ૧૮૪૫ માં વૈકુંઠવાસ કર્યો.

તેમની પછી **દેશાઈ શ્રી જોરાવરસિંહજી ગાદીપર બેઠા.** તેઓ ઘણા ધાર્મિક વિચારના અને પ્રજાપ્રિય હતા. દેશાઇશ્રી વખતસિંહજીના સમયની લડાઇઓથી રાજસ્થાનની આર્થિક સ્થિતિ નબળી પડી ગઈ હતી, તે આ નામદાર દેશાઇશ્રીના સમયથી સુધારાપર આવી. તેમણે પોતાની અસલ જાગીરનાં ઓગણીશ ગામોમાં જોરાવરપુરા, દેશાઈપુરા અને હિંમતપુરા નામે ત્રણ ગામો વસાવીને વધારો કર્યો. તેઓશ્રીએ પોતાની ઉત્તમ આર્થિક સ્થિતિનો સદુપયોગ કરવા તરફ સારી રીતે લક્ષ આપ્યું હતું. તેમની કાર્યકીર્તિમાં અમદાવાદ શહેર ખાતે ઉચ્ચતર કેળવણીને માટે ગુજરાત કૉલેજની સ્થાપના થઇ હતી. તેના ફંડમાં પોતે રૂ. ૧૦૦૦૦ની ઉદાર રકમ બક્ષિસ આપી હતી. પોતાની રાજકીય કાર્યકીર્તિમાં મળેલી શાંતિના સમયે તેમણે પોતાની જ્ઞાતિની સ્થિતિ તરફ પણ લક્ષ આપ્યું હતું. જ્ઞાતિમાં ઠામ ઠામ ગોળ થઇ ગયા હતા, કન્યાવિક્રય વધી પડયો હતો, તેથી ગરીબ જ્ઞાતિ બન્ધુઓને કન્યાઓ મેળવવાની, અને કુલીન વર્ગમાં કન્યાઓ દેવાના ધોરણવાળા કુટુંબોને પુત્રીઓનાં લગ્ન પાછળ પુષ્કળ ખરચ થતું હોવાથી ઘણી અવ્યવસ્થા થઈ ગઈ હતી, તેથી જ્ઞાતિમાં યોગ્ય સુધારા વધારા કરી વ્યવસ્થાસર ધોરણ ઘડવા તેમણે દેશેદેશથી પોતાના જ્ઞાતિબન્ધુઓની સભા તેડાવી હતી તેમાં લગભગ પચાસ હજાર રૂપિઆ ખરચ કર્યા હતા, જેનું વિગતવાર વર્ણન આગળ આપવામાં આવશે. પોતાની વૈષ્ણવ ધર્મ પ્રત્યેની અભિરૂચી દર્શાવવા તેમણે પચાસ હજાર રૂપિઆના ખરચે એક વૈષ્ણવ મંદીર બંધાવી તેમાં શ્રી દ્વારકાંનાથજીની મૂર્તિ પધરાવી આપી છે, અને તે મંદીરની નિયમીત વ્યવસ્થા ચાલી જાય તે માટે દરવર્ષે બે હજાર રૂપિઆનું રાજ્ય તરફથી ખર્ચ બાંધી આપ્યું છે. તેઓ પ્રજામાં પોતાની પવિત્રતા માટે એક પ્રાતઃસ્મરણીય રાજા ગણાતા હતા. પોતાની પ્રજાના શોક વચ્ચે તેઓએ ઇ. સ. ૧૮૭૫માં સ્વર્ગવાસ કર્યો હતો.

તેમની પછી પોતાના મ્હોટા કુંવર **દેશાઈ શ્રી હિંમતસિંહજી** રાજ્યાસને આવ્યા, તેઓ ઘણું બહાદુર અને ધાર્મિક સ્વભાવના હતા. તેમણે જાતે બહાદુરાઇનાં ઘણાં કામો કર્યા છે, જેમાંનાં થોડાં અત્રે દર્શાવવાં યોગ્ય ધારવામાં આવે છે.



*Photo by A. R. Kuvade Ahmedabad.*

સ્વ/ દરબારશ્રી હિંમતસિંહજી જોરાવરસિંહજીસાહેબ -પાટડી.

એકવાર વિરમગામથી આવતાં રોકડનાં ઉંટની લૂંટ કરી લુટારાઓની એક ટોળી નાસી ગઈ હતી, તેની ખબર પડતાં તરતજ રાતના આઠ વાગે રસાલાને પાછળ આવવાનો હુકમ આપી, એકલા ઘોડાપર સ્વાર થઇ અઢાર અવાજની બંદુક લઇ તેમની પાછળ પડયા. લશ્કર ઘણું પાછળ રહી ગયું, અને પોતે એકલાજ પ્રભાતના પાંચ વાગતે તેમની લગોલગ જઈ પહોંચ્યા. તેમને એકલા આવ્યા જાણી પેલા લોકો સામા થયા, પણ દરબારશ્રીની આબાદ નેમથી ઉંટપરથી ટપોટપ એક પછી એક મરણને શરણ થતા પડયા, અને કેટલાક ઉંટપરથી નીચે ઉતરી હાથ જોડી ઉભા રહ્યા. તેમને બંધીવાન કરી રોકડનાં ઉંટ લઈ આવ્યા.

દશેરાના દિવસે પોતાનો ઉત્તમ યુવાન અશ્વ ગામડેથી આવતો હતો, તેની ઉત્તમતાથી લોભાઇ રાધનપુર રાજ્યનો બહારવટીઓ પતીઓ આહીર દરબારી માણસ પાસેથી તેને લઇ ગયો. સ્વારીમાં ચડવાના સમયે બૂમ આવી કે સમીપુજન પડતું મુકી, બરછી પકડીને ઘોડીએ ચડી પાછળ પડયા, અને તેનું ગામ ઘેર્યું. સુરંગદ્વારા તે ન્હાસી ગયો, તેની ખબર પડતાં પોતે પાછળ પડયા ત્યારે મેદાનમાં તે વછેરાપર સ્વાર થઈ નાસતો જણાયો. પોતાના સાથીઓમાંથી આગળ વધી દોડતા ઘોડે તેને બરછી મારી અદ્ધર ઉપાડી લીધો. રાધનપુરના નવાબે તેનું માંથુ કાપી પોતાના દરવાજે ટાંગવા આગ્રહ કર્યો. આવા મર્દ બહારવટીઆની બહાદુર સ્ત્રીએ પોતાના પતિના માથાપર તેને મારનાર હિંમતેમર્દ હિંમતસિંહજીનો હક્ક સ્વિકાર્યો. તેથી તેના મુડદાને યોગ્ય રીતે અગ્નિસંસ્કાર કરી તે વિધવાને દરબારશ્રીએ યોગ્ય જીવાઈ બાંધી આપી.

પોતે બરછી મારવામાં ખાસ નિપૂણ હતા તેવું રાજા રજવાડા અને યુરોપીઅન શિકારીઓ સાથેના ડુક્કરના શિકારમાં જગજાહેર થયું હતું. એક વખતે એક ડુક્કરે ઘણા શિકારીઓને તથા ઘોડાઓને ઘાયલ કર્યા અને છુપાઈ ગયો હતો. છેવટે પોતાની ઘોડીપર સ્વાર થઈ બરછી પકડી તેની પાછળ પડયા. ડુક્કર સામો થઈ ગયો. એકજ ચોટથી તેના કપાળમાં છાતીએથી જમીનમાં બરછી ઉતારી દીધી અને ઘવાયલો જંગી ડુક્કર અન્ય સાહેબ શિકારીઓની તાળીઓના અવાજો વચ્ચે ચારે પગે છાતીથી જમીન સાથે સજજડ જડાઈ ગયો.

પોતાની પાછલી જીંદગીમાં તેમણે એક રણવીર કરતાં ધર્મવીર તરિકે ઘણું નામ કાઢયું. ઘણા પૈસા નવાંણો પાછળ ખરચ્યા. એંશી હજાર રૂપિઆની મ્હોટી રકમ ધર્માદા કરી એક ટ્રસ્ટને સ્વાધિન કરવામાં આવી છે, જે રકમમાંથી પાટડીમાં ધર્માદાની પેઢી ખોલી વ્યાપારીઓની લાયકાતના પ્રમાણમાં તેમને ધિરધાર કરવાનો તથા તેના વ્યાજની ઉપજમાંથી શ્રી ડાકોરજીમાં તેમના સ્થાપેલા અન્નક્ષેત્રનો નિભાવ કરવાનો ઠરાવ કર્યો છે. આ પ્રમાણેની યોજનાથી પોતાની રૈયતની વાણિજ્ય સ્થિતિ સુધારવાનો તથા ધાર્મિક હેતુ પાર પાડવાનો બેવડો અર્થ રાખ્યો હતો તે તેમની ઉત્તમ વ્યવસ્થાપક બુદ્ધિની સાક્ષી પુરે છે. તેઓશ્રીએ ઇ. સ. ૧૮૮૪માં એક શાંત ધર્મજ્ઞ રાજવીર તરિકે વૈકુંઠવાસ કર્યો. તેમને પુત્ર સંતતી ન હોવાથી દસ્તુર મુજબ તેમની પછી તેમના ભાઇ હાલના નામદાર દરબારશ્રી સૂર્યમલસિંહજી સાહેબ ગાદી પર આવ્યા.

**ના. દરબારશ્રી સૂર્યમલસિંહજીનો** જન્મ ઇ. સ. ૧૮૪૮ સંવત ૧૯૦૪ ના પોષ વદી ૧૦ ના રોજ થયેલો છે તેથી હાલ તે નામદારની વય ૬૪ વર્ષની છે; તેમને જોતાં વૃદ્ધાવસ્થામાં પણ તેઓના મજબુત બાંધાનાં પ્રત્યક્ષ ચિન્હો જણાઈ આવે છે. તેઓ સાદા અને ધાર્મિક વિચારના છે. તેમના તે સ્વાભાવિક ગુણોથી તેમના પવિત્ર હાથે નીચે પ્રમાણે લોકોપયોગી કામો અને સુધારા વધારા થયા છે.

શાસ્ત્રોક્ત રીતે વિદ્યાદાનને ઉત્તમ દાન તરિકે ગણી ગુજરાત કૉલેજ ફંડમાં પોતે સાતહજાર રૂપિઆ આપ્યા છે. ઈ. સ. ૧૮૮૮ માં ના. મહારાણી વિકટોરીઆની જ્યુબિલી પ્રસંગે રાજપ્રત્યેની પોતાની વફાદારીને લીધે સ્ત્રીઓના દવાખાનાના ફંડમાં સાતહજાર રૂપિઆ આપ્યા છે. ઉપરાંત પાંચસો રૂપિઆ ડફ્રીન ફંડમાં પણ આપ્યા છે. એકંદરે પોતાની ઉદાર વૃત્તિથી જનસમાજને અનુકુળતા કરી આપવાના પ્રાધાન્ય ગુણને લીધે ૨૭૬૭૦ રૂપિઆ વાવો, કુવા, તળાવો, ધર્મશાળાઓ વગેરે પાછળ તથા ૧૮૦૦૦ રૂપિઆ દવાખાનાંઓ પાછળ ખરચ્યા છે. વિદ્યા તરફની પોતાની હંમેશની અભિરૂચીથી પાટડીની પ્રજાને અંગ્રેજી કેળવણી લેવાની ઉમદા બક્ષિસ આપવામાં રૂ. ૮૦૦૦) ની રકમ આપી છે. ઉપરાંત તેના નિભાવ માટેની સઘળી જોખમદારી પોતે ઉઠાવી છે. જુજ સમયમાં પણ પોતાની ઉત્તમ દેખરેખને લીધે તે સ્કુલમાં હાલ ઘણા વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે, તેમને અભ્યાસમાં

બતાવેલી લાયકાતના પ્રમાણમાં પોતા તરફથી વારંવાર નિવાજી ઉત્તેજન આપવામાં આવે છે. આશા રાખવામાં આવે છે કે આજ નાના પાયા ઉપર દેખાતી તે સ્કુલ એકવાર તેઓશ્રીની ઉદારતા અને બારિક દેખરેખથી હાઈસ્કુલનું રૂપ પકડશે. સંવત ૧૯૫૬ તથા ૫૮ ના દુકાળમાં મળી એકંદરે ૬૮૨૮૪ રૂપિઆ લોકોને મદદ આપવામાં અને ૧૫૦૦૦ રૂપિઆ મહેસુલની છુટ મુકવામાં કાઢયા છે. પોતાના ધાર્મિક સંસ્કારોને લીધે ૬૦૦૦૦ રૂપિઆ જેવી મ્હોટી રકમ ધાર્મિક કામો અને યાત્રા વગેરેમાં ખરચી મુસાફરીથી પોતાના જ્ઞાનમાં ઘણો વધારો કર્યો છે. આ પ્રમાણેનાં લોકોપયોગી અને ધાર્મિક કામો કરવા છતાં પણ તેમણે પોતાના રાજકીય પ્રકરણમાં સારી રીતે લક્ષ આપ્યું છે. રાજ્યની પેદાશમાં વૃદ્ધિ કરવા માટે તેમણે ૩૦૦૦૦૦ ત્રણ લાખ રૂપિઆની ખેતીવાડીની જમીન તથા ગિરાસ વાંટા વગેરે વેચાણ લઈ, તથા એંશીહજાર રૂપિઆનાં ખેતીવાડીને પાણી પુરૂ પાડવા માટે તળાવો તથા બંધ વગેરે તૈયાર કરાવી રાજ્યની અસલ મિલ્કતમાં વધારો કર્યો છે. તેમના આવા સુધારા વધારાથી રાજ્યની મહેસુલમાં વધારો થયે જાય છે. રાજ્યના હક્કો વગેરે સાચવવા, અને તેનું સ્પષ્ટીકરણ કરી સ્થાપિત કરવામાં, કજીઆ કંકાશ કરી પક્ષકારોને હજારોના ખાડામાં ન ઉતરવું પડે તે હેતુસર, બન્યું ત્યાંસુધી સમાધાનીથી નિવેડો લાવેલ છે. એકંદરે પોતાની ખંત, ઉદ્યોગ અને ઉત્તમ વ્યવસ્થાથી તેમણે આગળ કરતાં રાજ્યનો દરજ્જો વધાર્યો છે. આ સંસ્થાન પહેલાં એજન્સી ખાતામાં પાંચમા ક્લાસનું ગણાતું હતું તે આ રાજઅમલમાં ચોથા ક્લાસમાં મુંકાયું છે.

આ પ્રમાણે રાજ્યનો ગિરાસ અને મહત્ત્વ વધારવા ઉપરાંત તેમણે બે લાખ રૂપિઆ રાજગઢીમાં મકાનો બંધાવવા પાછળ ખરચ્યા છે. પાંચસો રૂપિઆ વિરમગામ ઢોરોની ઇસ્પીતાલ પાછળ ધર્માદા આપ્યા છે. પોતાનો ગિરાસ ચાસ વધારવા પાછળ તથા જુદાં જુદાં ધર્માદા ખાતામાં પોતાની યોગ્યતાને છાજે તેમ હાથ લંબાવવા ઉપરાંત તેમણે પોતાની જ્ઞાતિ માટે પણ યોગ્ય વખતે ઘણું કર્યું છે અને કરે છે.

સંવત ૧૯૬૬ના વિવાહ વખતે જ્ઞાતિમાં બે પ્રકારની લગ્ન તીથિઓ નીકળવાથી કુસંપ થવાના સંભવ જેવું જણાતાં, પોતાને ત્યાં ગામેગામથી જ્ઞાતિના આગેવાનોને તેડાવી પુષ્કળ ખરચ કર્યું હતું. વખત જોતાં લગ્ન પદ્ધતિમાં સુધારો કરવાની જરૂર છે એવું તેમણે ત્યાં આવેલા વૃદ્ધ આગેવા-

નોને સમજાવ્યું હતું, પણ કેટલાક વૃદ્ધોના, જૂનું નભાવી રાખવાના ખાસ આગ્રહને લીધે, પોતે દિલગીરિ સાથે સભા બરખાસ્ત કરી હતી. લગ્નપદ્ધતિ તુટી ગયા બાદ બીજો પ્રસંગ આવ્યો. કુમારશ્રીને ના. સરકારે ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટની સત્તા બક્ષી ત્યારે માનપત્ર આપતાં, તથા રૂબરૂમાં, અમદાવાદના આગેવાન જ્ઞાતિબન્ધુઓએ, લગ્નની તકરારી બાબતમાં પોતાના લાગવગનો ઉપયોગ કરી યોગ્ય સુધારો કરી કુસંપ થતો અટકાવવા અરજ કરી. તેથી ફરી સંવત ૧૯૫૮ની સાલમાં જ્ઞાતિના આગેવાનોને તેડાવી પોતે સ્પષ્ટ જણાવી દીધું કે, હવે લગ્નની મર્યાદા છુટી થઇ ગઈ છે, માટે વિચાર કરી સુધારા કરવાની જરૂર છે. દરેક વિભાગવાળાઓએ પોતપોતાના લેખી મત આપ્યા છે. પોતે વિચાર કરી સુધરેલી લગ્નપદ્ધતિનો ચુકાદો આપવાનું મુલત્વી રાખ્યું છે. વળી તે પ્રસંગનો લાભ લઈ જ્ઞાતિમાં વિદ્યા વૃદ્ધિનાં સાધનો સતેજ કરવાની વધારે જરૂર હોવાથી એક મંડળ સ્થાપી ફંડ ખોલવા ઇચ્છા દર્શાવી. તેથી શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડલની સ્થાપના થઈ, અને ફંડની શરૂઆત થતાં પોતે પહેલા પંદર હજાર રૂપિઆ ભર્યા ને મંડળના વંશપરંપરાના પ્રેસીડેન્ટ થવાનું પણ જોખમ સ્વિકાર્યું; એટલુંજ નહિ પણ ચાલુ વર્ષ દુષ્કાળનું હોવા છતાં પોતે જાતે તસ્દી લેવાથી તેમાં આજે લગભગ એક લાખ રૂપિઆ થવા આવ્યા છે, હજુ પણ પોતે જ્ઞાતિ ભાઇઓ સાથે રહી જીગરથી પ્રયત્ન કરનાર છે, અને એક જંગી રકમ એકઠી થવાની વકી છે. પોતે આપેલા પંદર હજાર ઉપરાંત, જ્ઞાતિબન્ધુઓને વખતે વખતે જરૂર પડતાં તન, મન અને ધન વારંવાર અર્પણ કરવામાં કદી પણ પાછીપાની નહિજ કરે તેવી સહુને આશા છે.

તેઓ શ્રી રાજવહીવટ માટે અને બીજા પણ ગમે તે કામકાજ માટે માણસો પસંદ કરતાં તેમની પરિક્ષા કરવામાં ઘણા નિપૂણ છે, તેથી તેઓશ્રીના રાજયની વ્યવસ્થા માટેનું વર્તમાન કાર્યભારી મંડળ પણ રાજ્યના મહબ્બાની વૃદ્ધિ કરનાર અને રાજ્યના કામકાજમાં સંપૂર્ણ કાળજીવાળુ છે. પ્રજાનો તેઓશ્રી તરફ સંપૂણ પ્રેમ છે અને તેમાંજ ઉભય પક્ષે સુખ અને સંતોષ માન્યો છે. આ રાજ્યમાં એક અનુકરણીય વહીવટ એ છે, કે પોતાના રાજયના કાર્યવાહકો—વહીવટદારો—સ્વજ્ઞાતિના અને સગા વ્હાલા પૈકીનાજ પસંદ કરવામાં આવે છે. ઉંચી જગાઓ માટે પણ બહારથી માણસો ન લાવતાં તેમને અહીંજ કેળવી તૈયાર કરી ઉંચા હોદ્દાપર નિમવામાં આવે છે.

ઈન્સાફનું કામકાજ પોતે જાતે અથવા યુવરાજ શ્રી કરે છે. રાજ્યનો વહીવટ એક હથ્થુ નહિ પણ ધોરણસર છે જેથી ખુદ પોતે પણ કામકાજમાં ઘણીવાર પોતાના કાર્યભારીઓથી મસ્લેહત કરે છે, અને કાર્યભારીઓ પણ પોતાની સ્વતંત્રતાથી કાંઈ કરી શકતા નથી; એટલે કે વિચાર કરવા માટે એક નાના સચિવ મંડળ જેવી યોજના છે. આવી ડહાપણયુક્ત રાજપ્રનાલિકાથી રાજ્ય ઉત્તમ પંક્તિએ પહોંચ્યું છે.

તેઓશ્રીના રાજઅમલમાં હાલ નીચે પ્રમાણે બાવીશ ગામો આબાદ સ્થિતિમાં છે. પ્રથમ વિરમગામ પેશ્વાએ રાખ્યું ત્યારે તેઓશ્રીના પૂર્વજ દેશાઈ ભાવસિંહજી પાસે વીસ ગામ હતાં, તેમાંથી દેશાઈ નથુભાઇની નાની વયનો લાભ લઈ પેશ્વાના સુબાએ છ ગામો લઈ લીધાં, તથા મુખ્ય વંશની પેટા શાખા તરિકે દેશાઈ ભુખણદાસે બે ગામ જુદાં પડાવી લીધાં, અને મજમુદારને પણ એક ગામ મળ્યું, એટલે વીશમાંથી નવ જતાં અગીઆર રહ્યાં. બાદ કડવાસણ ગામ તેમને ઇનામમાં મળ્યું અને દેશાઇ ભાણજીભાઇને પાંચ ગામ ( સાવડા, ગોરીઆવડ, બ્રાહ્મણવા, જરવલા અને નવરંગપુરા ) ઔરંગજેબે ઈનામ-બક્ષિસ આપ્યાં એટલે સત્તર ગામ થયાં. પછી હરીસિંહજીએ હરીપરૂ, કુબેરસિંહજીએ કુબેરપરૂ અને જોરાવરસિંહજીએ ત્રણ ( દેશાઇપિરા, જોરાવરપરા અને હિંમતપરા. ) ગામો વસાવ્યાં એટલે કુલ બાવીશ થયાં. તેમનાં એકંદરે નામઃ—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ પાટડી. | ૬ ખેરવા. | ૧૧ જેતાપુર. | ૧૬ સાવડા. | ૨૧ હિંમતપુરા. |
| ૨ ગોરૈયા. | ૭ સવલાંણા. | ૧૨ ગોરીઆવડ. | ૧૭ હરીપુરા. | ૨૨ કડવાસણ. |
| ૩ વડગાસ. | ૮ કમીજલા. | ૧૩ બ્રાહ્મણવા. | ૧૮ કુબેરપુરા. | |
| ૪ ભોજવા. | ૯ લીંબડ. | ૧૪ જરવલા. | ૧૯ જોરાવરપુરા. | |
| ૫ ઉખલોડ. | ૧૦ વેકરીઆ. | ૧૫ નવરંગપુરા. | ૨૦ દેશાઇપુરા. | |

આ ગામોનું એકંદરે ક્ષેત્રફળ ૧૬૫ ચોરસ માઇલ છે. તેમાં વસ્તી ૧૫૧૯૬ માણસની છે તથા કુલ ઉપજ એકલાખ રૂપિઆની છે. ઉપરાંત નામદાર સરકાર સાથે નીચે પ્રમાણે લેવડ દેવડ થાય છે.

| | |
|---|---|
| રૂ. ૩૨૧૯-૪-૦ | હાલ જીલ્લામાં જે ગામો છે તેના ઉપરની પેશકશીના પ્રથમ સિક્કાઈ રૂ. ૫૬૫૨ હતા, તેમાંથી વટાવ કાપી મુંબઈગિરા રૂ. ૫૨૩૫ ભરવાના હતા પરંતુ જોરાવરપુરા તથા સાવડાની હદમાં કસ્ટમ્સ ખાતા માટે તળાવ ખોદાવવામાં જમીન ગઈ તેની નુકશાનીના સરકાર તરફથી દરસાલ રૂ. ૨૦૧૫-૧૨-૦ આપવાના કરેલા છે તે કાપતાં (૫૨૩૫—૨૦૧૫-૧૨-૦) રૂ. ૩૨૧૯-૪-૦ રહ્યા તે વૉકર સાહેબના સેટ્લમેન્ટ મુજબ કાઠીઆવાડ-રાજકોટ તીજોરીમાં ભરાય છે. |
| ૩૦૦૫-૮-૧૧ | દસાડા પ્રગણાનાં પાંચ ગામોની જમાબંધીના દસાડા થાણદારને ભરાય છે. |
| ૪૦૦-૦-૦ | કડવાસણની સમરી સેટ્લમેન્ટના વિરમગામની તીજોરીમાં ભરાય છે. |
| ૨૬૮૧-૦-૦ | પરચુરણ હક્કો ઉપરની પેશકશીના વિરમગામની તીજોરીમાં ભરાય છે. |

કુલ રૂા. ૯૩૦૫-૧૨-૧૧ ભરવામાં આવે છે.

નામદાર સરકાર તરફથી તેઓશ્રીને નીચે પ્રમાણે મળે છે.

| | |
|---|---|
| ૧૦૨૪૭-૧૨-૬ | મીઠાના અગરના બારહજાર રૂપિઆ સિક્કાઈ મળતા હતા, તેનો વટાવ કાપી હાલ મુંબઈગિરા રૂ. ૧૦૫૨૧-૧૨-૩ થાય તેમાંથી ઈન્કમટેક્ષના રૂ. ૨૭૩-૧૫-૯ કાપી હાલ દરશાલ મળે છે. |
| ૧૬૩૨-૬-૨ | ધંધુકા તથા રાણપુરની દેશાઈ દસ્તુરીના મુંબાઈગિરા રૂ. ૧૬૭૬-૦-૬ મળતા હતા તેમાંથી ઈન્કમટેક્ષના રૂ. ૪૩-૧૦-૪ કાપી રૂ. ૧૬૩૨-૬-૨ થાય તે દરસાલ મળે છે. |
| ૪૦૦-૦-૦ | લગભગ ઝાલાવાડ ગણાતા પ્રદેશની ખંડણી પર અડધા ટકા મુજબ દેશાઈ દસ્તુરીના દરસાલ પ્રમાણે. |

કુલ રૂા. ૧૨૨૮૦-૨-૮ સરકારમાંથી મળે છે.

નામદાર દરબારશ્રી જોકે અંગ્રેજી જ્ઞાન પ્રાપ્ત કરી શક્યા નથી, તોપણ તેઓશ્રીનું ગુજરાતી જ્ઞાન પોતાને જોઇએ તે કરતાં બિલકુલ ઓછું નથી. પોતે ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં દૈનિક તેમજ અઠવાડિક પત્રોના નિયમીત અભ્યાસી છે, ઉપરાંત ગુજરાતી ભાષાનાં પુસ્તકોના વાંચનના ઘણાજ શોખીન છે, તેથી તેઓશ્રી યોગ્ય દરજ્જે નવા વિચારને પણ પોષણ આપે છે અને યોગ્યતાના પ્રમાણમાં સુધારાના હિમાયતી છે. તેઓ અગત્યના વિષયમાં બહુ બારિક તપાસ કરી ખરાખોટાની બહુ નિપૂણતાથી પરિક્ષા કરી શકે છે, સંગીતના જ્ઞાતા છે, અશ્વવિદ્યામાં ઘણી કાબેલીયત ધરાવે છે, અને તેથી ઉત્તમ અશ્વોનો સારો જથો મેળવી શક્યા છે. ઉપરાંત તેઓને કોઇપણ પ્રકારનું વ્યસન નથી તે તેમના જેવા માટે ઓછું સ્તુતિપાત્ર નથી. ટુંકામાં તેઓશ્રીની પ્રશંસનીય રહેણીથી નામદાર અંગ્રેજ સરકારના અધિકારી વર્ગ તરફથી પણ ઉંચુ માન મેળવી શકયા છે. તેઓ સાહેબને બ્રિટિશ અધિકારીઓ તરફથી નિચે મુજબ લખવા ઠરાવ થયો છે.

"મહેરબાન મુપલીશાન સદાક્ત :વ એખલાશ નિશાન દરબારશ્રી સૂર્યમલજી સાહેબ."

હિંદના ઘણાખરા રાજકર્તાઓ સાથે તેઓશ્રી સારો સંબંધ ધરાવે છે. ઉપરાંત પોતાની કડવા કણબીની જ્ઞાતિમાં તેઓશ્રી શીરોમણી મનાય છે.

દરબારશ્રી સૂર્યમલસિંહજીને ગાદી વારસ એક કુમારશ્રી છે જેમનું શુભ નામ **યુવરાજશ્રી દોલતસિંહજી** સાહેબ છે. તેમનો જન્મ સંવત ૧૯૩૭ ના અશાડ શુદ ત્રીજને દિવસે થયો હતો. હાલમાં તેમની વય એકત્રીસ વર્ષની છે. તેમણે રાજકોટની રાજકુમાર કૅાલેજમાં છ વર્ષ રહી મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો છે. કૅાલેજમાં તેઓ જેટલો વખત રહ્યા હતા તેટલા વખતમાં તેમણે પોતાના શિક્ષાગુરૂનો સારો સ્નેહ સંપાદન કર્યો છે. તેઓ પહેલો બીજો નંબર રાખતા હતા. તેમને સદ્વર્તન માટે સોનાનો ચાંદ મળ્યો છે, અને સારી રીતભાતને માટે તેમના અધ્યાપકો તરફથી ઘણા ઉંચા પ્રકારનાં સર્ટીફીકેટો મળ્યાંઃ છે.

પાસ થયા પછી વિદ્યાર્થી તરિકેનું જીવન પૂર્ણ કરી તેઓશ્રીએ રાજવહીવટમાં પણ ભાગ લેવા માંડયો. પોતાના પિતાજીના વિશાળ જ્ઞાન અને અનુભવનો તેમને ટુંક સમયમાં સારો લાભ મળ્યો. જેના પ્રતાપે થોડા સમયપર તેમને ના. મુંબઈ સરકાર તરફથી ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટની સત્તા

બક્ષવામાં આવી છે. તે પ્રસંગે ચોગરદમથી અભિવંદન પત્રો-માનપત્રો વગેરેનો લાંબા સમય સુધી વર્ષાદ ચાલુ રહ્યો હતો. તે ઉપરાંત તેઓશ્રી જીલ્લા લોકલ બોર્ડમાં નામદાર સરકાર તરફથી સભાસદ છે. હાલ પોતે ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટ તરિકે ઘણી બાહોસાઈથી કામ ચલાવે છે. પોતાને કૉલેજ છોડયાને આજે સોળ વર્ષ થયાં છે, છતાં હાલ અંગ્રેજી જ્ઞાન કટાઇ ગયું નથી પણ ઉલટુ નિયમીત વાંચનથી સુધર્યું છે, અને તેથી પોતે દરેક કેસનાં પ્રોસીડીંગ અંગ્રેજી ભાષામાંજ ચલાવે છે. તેઓ કાયદાના ઘણા શોખીન છે. જાતે ઉદ્યોગી, કાર્યદક્ષ, ચાલાક, વિવેકી, સદ્‌ગુણી, માયાળુ અને દયાળુ હોવાથી જે જે તેમના સમાગમમાં આવે છે, તે તે ખુશી થયા વિના રહેતા નથી. તેઓ પુર યુવાન વયે આવી ગયા છે, છતાં પણ તેમને કોઇ પ્રકારનું વ્યસન નથી તે એક રાજકુમારને માટે આધુનિક સમયે ઓછું પ્રસંશનીય નથી. યુરોપીઅન બ્રિટિશ અમલદારો પણ તેઓશ્રી માટે ઘણો ઉંચો અભિપ્રાય ધરાવે છે. તેઓશ્રી ખરેખર મજબુત બાંધાના, કદાવર અને દર્શનીય રાજકુમાર છે તેમ કોઈ પણ માણસ તેમની છબીપરથી કળી શકે છે.

હાલના ના. દરબારશ્રીના લઘુભ્રાતા સ્વર્ગસ્થ **દેશાઇ શ્રી ચંદ્રસિંહજી સાહેબ**નો જન્મ સંવત્ ૧૯૦૭ ની સાલમાં થયો હતો. તેઓ નાની વયથીજ જ્ઞાતિ હિત તરફ લાગણી ધરાવતા હોવાથી, જ્યારે દરબારશ્રી જોરાવરસિંહજી સાહેબે સં. ૧૯૨૬ ની સાલમાં જ્ઞાતિ મેળો કર્યો ત્યારે સુધારાની બાબતમાં તેમણે સારો ભાગ લીધો હતો. પોતાને તથા વડીલ ભ્રાતા સુર્યમલસિંહજી ( હાલના ના. દરબાર સાહેબ) ને સં. ૧૯૧૫ ના ચૈત્ર શુદી ૨ ના રોજથી જુદો ગિરાસ મલ્યો હતો. પરંતુ જ્યારે દરબારશ્રી સૂર્યમલસિંહજી તખ્તનશીન થયા ત્યારે તેમનો સવલાણાના ગિરાસનો છઠ્ઠો ભાગ ગાદીએ લીધો અને બાકીનો ગિરાસ વગેરે તમામ દેશાઇશ્રી ચંદ્રસિંહજી સાહેબને સ્વાધિન કર્યો હતો. દેશાઇશ્રી ચંદ્રસિંહજી વેપાર ઉદ્યોગની બાબતમાં સારૂ લક્ષ આપતા હોવાને લીધે પાટડીના વેપારીઓનું મહાજન તેમને ત્યાં મળી પોતામાં પડેલી તકરારોનો નીવડો લાવતું; તેમજ તેઓ સં. ૧૯૪૦થી ૪૭ સુધી ‘ ધી પાટડી વેપારોત્તેજક કંપની ’ ના અધ્યક્ષ હતા. તદુપરાંત પોતે સં. ૧૯૪૮થી પર સુધી “ ગૌરક્ષક સભા ” ના અધ્યક્ષ અને નેતા હતા જે તેમની દયાળુ ધાર્મિક લાગણીની ઘણી સારી પ્રતિતી આપે છે.



*Photo by A. R. Kavade, Ahmedabad.*

દેસાઈશ્રી નારાયણસિંહજી ચંદ્રસિંહજી, પાટડી.



*Photo by A. R. Kacule, Ahmedabad*

દેસાઇશ્રી હિરસિંહજી ચંદ્રસિંહજી, પાટડી.

The 'Lakshmi Art,' Bombay

તે અરસામાં લગભગ ૧૨ વર્ષ સુધી પોતે રાજકાજમાં પણ સારો ભાગ લીધો હતો. પોતાને પ્રાપ્ત થયેલી જાગીર ઉપરાંત રીબડી ગામનો વાંટો વગેરે મીલ્કત વધારી પોતાની સંપત્તિમાં વધારો કર્યો હતો. તેઓશ્રી સં. ૧૯૫૨ના શ્રાવણ વદ ૩ના રોજ પોતાની પાછળ દેશાઇશ્રી નારાયણસિંહજી તથા હીરસિંહજીભાઇ એમ બે પુત્રો મુકી સ્વર્ગવાસી થયા હતા.

**દેશાઇશ્રી નારાયણસિંહજી**નો જન્મ સં. ૧૯૩૦ના કારતક વદી ૦)) ના દિવસે થયો હતો. ગુજરાતી કેળવણી પાટડીમાં લઇ રહ્યા બાદ મુંબઇમાં રહી અંગ્રેજી સાતમા ધોરણ સુધી તેમણે અભ્યાસ કર્યો છે. ના. કુમારશ્રી દોલતસિંહજીના અભ્યાસ દરમ્યાન પોતે સં. ૧૯૫૦ની સાલમાં તેમના કમ્પેનીઅન તરિકે રહ્યા હતા. સં. ૧૯૬૨ની સાલમાં જ્યારે પાટડીમાં અંગ્રેજી સ્કુલ ઉઘાડવાની હિલચાલ કરી, તે વખતે તેનું ફંડ વગેરે ભરાવવાના કામમાં તેમણે સારો ભાગ લીધો હતો; અને અત્યાર સુધી પોતે તે સ્કુલના કામકાજમાં સારી કાળજી રાખે છે. ના. કુમારશ્રીના નીમે ભાગથી પાટડીમાં 'શ્રીકૃષ્ણ કોટન પ્રેસ'નું કારખાનું બાંધ્યું છે, જેથી પાટડીના રૂના ઉદ્યોગમાં સારો વધારો થયો છે, અને વ્યાપારીઓને સંતોષવાની તેમની ઉત્તમ કાર્ય પદ્ધતિ ઘણી વખાણવા લાયક ગણાય છે. **"શ્રી ક. પા. શુભેચ્છક સમાજ"** ની વડોદરા ખાતે ભરાયેલી બેઠકમાં—સં. ૧૯૬૭ની સાલમાં પોતે ભાગ લીધો હતો, અને તેમના હાથથી **નામદાર ગાયકવાડ સરકાર સિંયાજીરાવને** માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. ઉપરાંત ઉક્ત સમાજની મેનેજીંગ કમીટીના પોતે મેમ્બર—વ્યવસ્થાપક છે અને જ્ઞાતિ સુધારા માટે અંતઃકરણથી પ્રયત્ન કરે છે. સં. ૧૯૬૭ તથા ૬૮માં ના. દરબાર સાહેબે. બે વખત જ્ઞાતિહીત માટે મેળાવડા કરેલા તે પ્રસંગે ઘણી લાગણીથી જ્ઞાતિ સુધારણાર્થે તેમણે કરેલો પ્રયાસ પ્રસંશનીય છે. છેલ્લા મેળાવડા વખતે મહામંડળની સ્થાપના થઇ ત્યારે તેના ફંડમાં નાણાં ભરાવવા માટે તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો. દેશાઇ શ્રી નારાયણસિંહજીને પ્રતાપસિંહજી, અજીતસિંહજી તથા રણજીતસિંહજી નામે ત્રણ પુત્રો અને બ્હેન હરીલક્ષ્મીબા તથા વિજયાગૌરીબા નામે બે પુત્રીઓ છે, જેમને કેળવવા તરફ પોતે સારૂ લક્ષ આપે છે. મોટા પુત્ર **દેશાઇશ્રી-પ્રતાપસિંહજી** હાલ મેટ્રીકની પરિક્ષામાં બેસનાર છે.

દેશાઇ શ્રી ચંદ્રસિંહજીના નાના પુત્ર **દેશાઇશ્રી હિરસિંહજીભાઇ**નો જન્મ સં. ૧૯૩૩ના ભાદરવા વદ ૧૧ના દિવસે થયો હતો. ગુજરાતી કેળ-

વણી લીધા બાદ તેમણે અંગ્રેજીનો પણ સાધારણ અભ્યાસ કર્યો છે. પોતે રાજકારભારમાં સારો ભાગ લેતા હોવાને લીધે સં. ૧૯૫૧થી ૫૬ સુધી પાટડી સ્ટેઇટના હજુર દફતરનું અને સં. ૧૯૫૬થી ૬૮ સુધી ન્યાયાધીશનું કામ કર્યું છે. 'શ્રીકૃષ્ણ પ્રેસ' બંધાવવાના કામકાજમાં તેમજ જ્ઞાતિના મેળાવડાઓમાં પોતાના વડીલ ભાઇની સાથે પોતે પણ સારો ભાગ લીધો હતો. 'શ્રી. ક. પા. હીતવર્ધક મહામંડળ'ની વહીવટ કરનારી મંડળીના પોતે સભાસદ છે, અને તેમાં જીગરથી ભાગ લે છે. તેમને પ્રભાતસિંહજી અને વિઠ્ઠલસિંહજી નામે બે પુત્રો તેમજ બ્હેન સુભદ્રા નામે પુત્રી છે જેમને કેળવણી આપવા તરફ લક્ષ આપવામાં આવે છે.

દેશાઇશ્રી નારાયણસિંહજી, તથા હીરસિંહજીભાઇએ પોતાની એસ્ટેઇટમાં સારો વધારો કર્યો છે. 'શ્રી. ક. પા. હી. મહામંડળ'ના ફંડમાં રૂ. ૨૦૦૦ની રકમ તેમના પિતાશ્રીના નામથી બક્ષિસ આપી પોતાની ઉદારતા બતાવી આપી છે.

# પ્રકરણ ૬ ઠું.

## રાજસ્થાનની જુદી શાખા.



મરાઠી ફોજે રંગોજીની સરદારી નીચે ચઢી આવી વિરમગામને લાંબા સમય સુધી ઘેરો ઘાલ્યો તેથી આખરે પાટડી વગેરે ગામો પોતાને સ્વાધિન રાખી વિરમગામનું રાજ્ય દેશાઇ શ્રી ઉદયકરણજીના પુત્ર ભાવસિંહજીએ મરાઠાને સોંપ્યું તે હકીકત આગળના પ્રકરણમાં ૭૩ મા પાને આવી ગઇ છે. દેશાઇશ્રી ઉદયકરણજીને ભૂખણદાસ, જયકરણદાસ, લાલદાસ અને પરભુદાસ નામના ભાઇઓ હતા. દેશાઇશ્રી ઉદયકરણજી પછી થયેલ દેશાઇશ્રી ભાવસિંહજીએ વિરમગામ છોડી પાટડીમાં ગાદી કરી ત્યારે તેમના સઘળા કુટુંબીઓ પણ ત્યાં સાથે ગયા હતા, પરંતુ પાછળથી અમદાવાદ ખાતાના પેશ્વાના પ્રતિનીધિને દેશાઇ ભૂખણદાસ સાથે ઘણો નાતો થવાથી તેણે તેમને પાટડીની મુખ્ય જાગીરમાંથી અમુક ગામો જુદાં કહાડી પેશ્વા તરફથી ખાસ હવેલી બંધાવી આપી વિરમગામમાં સ્વતંત્ર રાખ્યા. તદુપરાંત પોતાની હકુમતમાંથી

પણ બીજાં ૧૨ ગામો[1] આપીને દેશાઈ ભૂખણદાસની જાગીરમાં વધારો કરી આપ્યો તેથી દેશાઇઓની મુખ્ય શાખાના બે જુદા જુદા ભાગ પડી ગયા, અને દેશાઈ ઉદયકરણજીના વંશજોએ પાટડીમાં, અને દેશાઈ ભૂખણદાસના વંશજોએ વિરમગામમાં રાજ્ય કરવા માંડ્યું. તેમના બીજા ભાઇઓ પૈકી દેશાઈ જયકરણદાસને વડગાસમાં ગિરાસ મળવાથી તે ત્યાં જઇને [2]વસ્યા.

દેશાઈ ભૂખણદાસ વિરમગામ આવ્યા ત્યારે તેમના ભાઈ લાલદાસ તથા પરભુદાસ તેમની સાથે આવવાથી પહેલાને પોતાના ગામ સચાણામાં ગિરાસ આપ્યો. જેમના વંશજો અત્યાર સુધી તે ભોગવે છે, અને બીજા ભાઈ પરભુદાસને પણ ગિરાસ મળેલો, જેના વંશજોમાં હાલ **મુનસફ સાહેબ કરસનદાસભાઈ**, દેશાઈ કાળીદાસ હરજીવનદાસ તથા દેશાઇ ઝીણાભાઈ વગેરે કાકાના કુટુંબી તરીકે ઓળખાય છે.

દે. ભૂખણદાસના પરાક્રમથી પ્રસન્ન થઇ દામાજી ગાયકવાડના સેનાપતિ રંગોજીએ સં. ૧૭૮૦ માં વડઠા મુકામે તેમને સુખપાલ તથા અબદાગીરિ ભેટ આપ્યાં હતાં. સં. ૧૭૯૨–૯૩ માં તેમણે અમદાવાદના સુબા રત્નસિંહ ભંડારીની સામે થવામાં દામાજી ગાયકવાડને મદદ કરી હતી, તેથી દામાજીરાવે તેમને શિરપાવ આપ્યો હતો; તથા બાવળાના પટેલ માલજીદાસને કેદમાંથી મૂકત કર્યા હતા. સં. ૧૭૯૭ માં તેમણે વિરમગામમાં સદાવ્રત સ્થાપ્યું હતું જે હાલ સુધી ચાલે છે. સં. ૧૮૦૦ માં પોતે સંઘ કહાડી લસ્કર સાથે દ્વારિકાંની યાત્રા કરી હતી, તે વખતમાં કમાલુદ્દિન બાબી એ પેશ્વાના સુબા પાસેથી અમદાવાદ શહેર પોતાના કબજે કર્યું હતું, તેની સાથે મસ્લેહત કરી લડાઇ કર્યા વિના અમદાવાદ શહેર પેશ્વાના પ્રતિનીધિને પાછું સોંપાવેલું, તે માટે ના. પેશ્વા સરકારે તેમને સં. ૧૮૧૩ ના કાર્તક શુદ ૨ ને મંગળવારે સચાણા ગામ પાલખીમાં ભેટ આપ્યું; તથા વિરમગામ પ્રગણાની દેશાઇગીરિ અને સુંવાળ પરના કેટલાક હકો કરી આપ્યા હતા, તથા ગામે ગામ સ્વતંત્ર પસાયતાં કહાડી આપ્યાં હતાં, જે હાલ

[1] પોતાની જાગીરનાં ઘોડા, થુલેટા વગેરે ગામો ઉપરાંતનાં પેશ્વાના સુબા તરફથી મળેલાં બાર ગામો પોતાની ત્રણ પહેડી સુધી વિરમગામના દેશાઇઓએ ભોગવ્યાં પરંતુ પાછળથી ખાલસા કરવામાં આવ્યાં હતાં.

[2] તેમના વંશમાં હાલ દેશાઇ લલ્લુભાઇ બાવનજી તથા દેશાઇ ભૂપતસિંહજીના પુત્રો વગેરે છે.

સુધી ચાલ્યાં આવે છે. સં. ૧૮૧૪ ના અરસામાં તેમણે પેશ્વાના સરદાર શંકર મહાદેવને ખંભાતપર સ્વારી કરવામાં મદદ કરી હતી તથા ચરોતરનાં ૪૦૦ ગામોની સલામી ઉઘરાવી હતી. સં. ૧૮૧૯ ના અરસામાં હળવદના રાજા ગજસિંહજી પાસેથી, તેમના ભાઇ સાયલાના ઠાકોર સેંહસાભાઇએ ધ્રાંગધ્રા પડાવી લઈ હલવદ પર ચડાઈ કરવા વિચાર કર્યો હતો, ત્યાં પેશ્વાનું તથા કમાલુદ્દિન બાબીનું સૈન્ય લઈ ઝાલાવાડના દેશાઇ તરિકે ભૂખણદાસે ધાંગધ્રા રાજ ગજસિંહજીને પાછું સોંપાવ્યું હતું. તેમને ગાયકવાડના પ્રખ્યાત સેનાપતિ બાબાંજીરાવ સાથે પણ સારો સ્નેહ હતો, તેઓ લાંબા સમય સુધી શાંતિ ભર્યું રાજ્ય ભોગવી સં. ૧૮૨૩ ના મહા માસમાં વૈકુંઠવાસી થયા.

તેમને **દેશાઇ દયાળજીભાઇ**, મનોરદાસ તથા નરહરદાસ નામના ત્રણ પુત્રો હતા. રાજવારસામાં ટિલાયત ફટાયાની રીત ચાલતી હોવાથી મોટા પુત્ર દેશાઇ દયાળજીભાઇ ગાદી ઉપર આવ્યા અને મનોરદાસ તથા નરહરદાસને ગિરાસ મળ્યો હતો. દેશાઇ દયાળજીભાઇએ સેનાપતિ બાબારાવને ઝાલાવાડની સત્તાના સંબંધમાં મદદ કરી હતી, તેથી તેમને સુરજ મુખી તથા સુખપાલ શિરપાવમાં મલ્યાં હતાં. દે. દયાળજીભાઇ શાંતિથી રાજ્ય ભોગવી સ્વર્ગવાસી થયા. તેમને દે. નરસિંહદાસ, દે. ફતેહસિંહ તથા ભૂપતસિંહ નામે ત્રણ પુત્રો હતા. મોટા પુત્ર દે. નરસિંહદાસ ગાદીપર આવ્યા. દે. ફતેહસિંહ અપુત્ર ગુજરી ગયા અને દે. ભૂપતસિંહને ગિરાસ મળ્યો. તેમના વંશજો હાલ નાના ઘરવાળા એ સંજ્ઞાથી વિરમગામમાં પ્રસિદ્ધ છે.

દે. નરસિંહદાસને દે. પ્રહેલાદજી તથા દે. બાપુભાઈ નામના બે પુત્રો હતા. તે થોડો વખત રાજ્ય ભોગવી સ્વર્ગવાસી થયા, તેથી સં. ૧૮૫૦ ના અરસામાં તેમના પુત્ર દે. પ્રહેલાદજીભાઇ ગાદીએ આવ્યા.

દે. પ્રહેલાદજીભાઇ ઘણા હિંમતવાન હતા. વાઘ જેવાં ઘાતકી પ્રાણીઓને કાબુમાં રાખી છૂટાં ફેરવતા હતા. તેમણે સં. ૧૮૫૮—સને ૧૮૦૨ ના ફેબ્રુઆરીમાં કડીના મલ્હારરાવ સાથેના યુદ્ધમાં ના. ગાયકવાડ સરકાર તરફથી ભાગ લીધો હતો. સં. ૧૮૬૨ માં યાત્રા કરી આવ્યા હતા અને સં. ૧૮૭૬ માં વૈકુંઠવાસી થયા હતા. તેમને સંતતીમાં માત્ર એકજ પુત્રી હોવાથી તેમની પછી તેમના નાના ભાઈ દે. બાપુભાઈ સં. ૧૮૭૬ ના પોષ શુદ ૧૫ ના દિવસે ગાદીએ બેઠા. તેજ અરસામાં પેશ્વાની ગાદી

ઉપર થયેલા છેલ્લા બાજીરાવ બીજાને અંગ્રેજ સરકારે હરાવી તેનો સઘળો મુલક ખાલસા કર્યો, તેથી વિરમગામ તાલુકો અંગ્રેજ સરકારના તાબામાં આવ્યો. આ પ્રમાણે થવાથી દેશાઇઓ ઝાલાવાડમાં જઇને સલામી ઉઘરાવતા તે રૂઢી બંધ પડી એટલે તેમને દેશાઈ દસ્તુરી વગેરે તરિકે જે મળતુ હતું, તે બદલ રાજકોટ તથા વિરમગામની તિજોરીમાંથી અમુક રકમ આપવાનું ઠર્યું, જે હાલ સુધી તેમના વંશજોને મળે છે. સને ૧૮૨૭ ની ૩૧ મી ઓકટોબરે મે. પી. એમ. કર્નલ મેલ્વીલ સાહેબે પોતાના રીપોર્ટમાં મુંબઇ સરકારને લખ્યું છે કે "ભૂખણદાસ પછી દયાળજી, નરસિંહદાસ અને હાલના દેશાઈ બાપુભાઇ થયા. પ્રગણાની દેશાઇગીરિનું કામકાજ કુટુંબની આ શાખાને સોંપવામાં આવ્યું છે. દેશાઇ તરિકેના તેમના બધા હક્ક ઝાલાવાડમાં ફેલાય છે, પણ ના. અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી તેમના હક્કો વિરમગામ પ્રગણાની બહાર બરાબર સ્વિકારાતા નથી. ધંધુકા પ્રગણાની દેશાઇગીરિ પણ તેમના કબજામાં છે એટલે કે ઝાલાવાડમાં સલામીના નામે સ્વારી લઈ જનાર અને ચુંવાળપર પોતાનો "ચીરડાં" નો હક્ક વસુલ કરનાર દેશાઈશ્રી બાપુભાઇ છેલ્લા હતા." તોપણ તેમના વખત સુધી વિરમગામ તાલુકાની ઉપજ વસુલ કરવાનું કામ તેમનીજ મારફત ચાલતુ. ઢાળ કરવા તથા માંખળો જોખવા વગેરે કામપર તેમની પસંદગીનાં માણસો મોકલવામાં અને તેઓ ઉપર દેખરેખ રાખનાર તજવીજદારો પણ તેમની તરફથી નિમવામાં આવતા; પરંતુ વીઘોટીનો વહીવટ થયા પછી આ પદ્ધતિ બંધ પડી છે. સં. ૧૮૯૧ માં તેમણે બે વખત યાત્રાઓ કરી હતી. રજપુત સંસ્થાનમાંથી પસાર થતાં ત્યાંના પ્રખ્યાત બહારવટીઆ ઢોકળસિંહ સાથે ભેટો થયો પણ દેશાઈશ્રીની પ્રતિભાશાળી મૂર્તિ જોતાંજ તે તેમનો મિત્ર અને મદદગાર થઈ ગયો. સને ૧૮૫૮–સં. ૧૯૧૪ ના દેશી સિપાઇઓના બળવા વખતે ચુંવાળના મેવાસીઓ મોટુ હુલ્લડ કરવાની તૈયારીમાં હતા તેવા અણીના વખતે સરકારી સૈન્ય સાથે પોતાનું સૈન્ય લઈ ત્યાં ગયા અને સ્હે તેમજ સ્નેહથી તેમને હુલ્લડ કરતા અટકાવી ના. સરકારની ઉત્તમ સેવા બજાવી હતી. તે વખતે પાટડીમાં રાજ્ય કરતા દેશાઈશ્રી કુબેરસિંહજીને રાજકાજમાં સારી મદદ કરી પાટડીની ગાદી સાથેનો અસલ સંબંધ સાચવ્યો હતો. સં. ૧૯૧૮ ના અરસામાં નળકંઠાના દદુકા ગામે ના. ગવર્નર સાહેબ પધાર્યા ત્યારે તેમની મુલાકાત વખતે તેમણે તથા તેમના સેક્રેટરી મે. હોપ સાહેબે સૂચના કરી હતી, તેથી વિરમગામમાં દેશાઈશ્રીના

હાથે સરકારી ગુજરાતી સ્કુલની સ્થાપના થઈ હતી. તે મજબુત બાંધાના કદાવર તથા પ્રતિભાશાળી હોવાથી કોઈ યુરોપીયન મુસાફરે તેમની છબી લઈ લંડન શહેરના સંગ્રહસ્થાનમાં મોકલી હતી. તેમના વખતમાં દેશાઈ કુટુંબે શ્રી વલ્લભાચાર્યજીનો વૈષ્ણવ પંથ સ્વિકાર્યો હતો. તેઓ ઘણા ધાર્મિક વિચારના હતા, તેથી ગામના સંસ્કૃત વિદ્યાર્થીઓને પોષણ આપતા હતા. અફીણ વગેરે પ્રકારનાં વ્યસનોથી તે મૂક્ત હતા. ઉત્તરાવસ્થામાં ઇશ્વરોપાસનામાં પોતાનું શેષ આયુષ્ય ગાળી સં. ૧૯૨૦ ના પોષ શુદ ૧૨ ના રોજ ૭૫ વર્ષની ઉંમરે વૈકુંઠવાસી થયા.

દે. બાપુભાઇને કુબેરસિંહજી તથા જીબાવા નામે બે પુત્રો હતા. મોટા કુંવર કુબેરસિંહજી સમગ્ર મહાજનના આવકાર વચ્ચે તખ્તનશીન થયા અને જીબાવાને ગિરાસ આપવામાં આવ્યો. દેશાઈશ્રી કુબેરસિંહજી ઘણા બુદ્ધિવાન તથા બાહોશ પુરૂષ હતા. સંગીત, અશ્વ, અને અસ્ત્ર શસ્ત્ર વિદ્યા ઉપર તેમણે સારો કાબુ મેળવ્યો હતો. ગુજરાત અને કાઠીઆવાડનુ મુખદ્વાર વિરમગામ હોવાથી જતા આવતા સંગીતના ઉસ્તાદો અને તાયફા તેઓના સંગીતના શોખથી આકર્ષાઈ દરબારમાં મુજરો કર્યા સિવાય જતા નહીં. તેજ પ્રમાણે દેશાઈશ્રી તરફથી પણ તેમનો સત્કાર થયા સિવાય રહેતો નહીં. ના. જામ સાહેબ પણ સંગીતના શોખીન હોવાથી પોતાને ત્યાં જલસા વખતે તેમને તેડાવ્યા હતા. ગમે તેવા નિરંકુશીત અશ્વને કાબુમાં રાખવામાં તેમજ બંદુકની ગોળીથી નિશાનો પાડવામાં તે નમુનેદાર રાજવી ગણાયા હતા. વિદ્યા પરત્વે પણ તે સારો શોખ ધરાવતા હતા. પોતાની પાછળ દે. કેશવભાઇ, પ્રતાપસિંહજી, રણછોડભાઈ તથા બળદેવભાઈ નામે ચાર પુત્રો મુંકી તે સં. ૧૯૨૩ ના આસો શુદ ૪ ના દિવસે ૮૮ વર્ષની વયે દેવલોક પામ્યા હતા.

**દેશાઇશ્રી કેશવભાઈ**, પિતાના સ્વર્ગવાસ પછી ગાદીપર આવ્યા. તેમનો જન્મ સં. ૧૮૯૬ માં થયો હતો. તેમની આખી કાર્યકીર્તિ દરમ્યાન વિરમગામની ઘણી ખરી જાહેર સેવામાં તેમણે અગ્રભાગ ભજવ્યો છે. મ્યુનિસિપાલિટિ સ્થપાઇ ત્યારથી તેમાં અને તાલુકા લોકલ બોર્ડમાં પોતાની હયાતિ સુધી તે સરકારી સભાસદ તરિકે નિમાયા હતા. વિરમગામની મ્યુનિસિપાલિટિ તરફથી ના. ગવર્નર સાહેબને માનપત્ર આપવાની પોતે ક્રિયા કરી હતી. ધ્રાંગધ્રાના મહારાજા માનસિંહજી સાહેબ સાથે સારો

સંબંધ હોવાથી તેઓ સાહેબ તેમને ત્યાં મિજબાન તરિકે પધાર્યા હતા. સુલેહ સંપના ચાહનાર હોવાથી વિરમગામની જ્ઞાતિમાં તડ પડેલાં તે વખતે ગોસ્વામી શ્રીદેવકીનંદનાચાર્યજી સાથે પોતે પણ અગ્ર ભાગ લીધો હતો. સુધારાને ચાહતા હોવાથી મરણ પાછળનાં જમણો અટકાવવા સં. ૧૯૫૪ ની સાલમાં પોતાનેજ ઘેરથી પહેલ કરવા–તેટલાજ પૈસા જ્ઞાતિ હિતના કોઈ પણ કાર્યમાં આપવાનું સ્તુત્ય પગલું ભરતા હતા, પરંતુ કેટલાક સંમત નહીં થવાથી પોતે તેમ કરી શક્યા નહોતા. તે સત્ય બોલવામાં કોઇ વખતે પાછી પાની કરતા નહીં. ગમે તેવું નુકસાન થાય તોપણ તે સત્યજ બોલતા, એ તેમનામાં એક ખાસ ગુણ હતો. નળકંઠામાં એક કેશવપરૂ નામનું ગામ વસાવી તેમણે પોતાની એસ્ટેઈટમાં વધારો કર્યો હતો. સં. ૧૯૫૫ ના વૈશાખ વદ ૦)) ના દિવસે સચેતાવસ્થામાં ઇશ્વિર સ્તવન કરતાં કરતાં પોતાની પાછળ દે. રાયસિંહજીભાઈ નામે એકજ પુત્ર મુકી તે પંચત્વને પામ્યા હતા. તેમના એક ભાઇ દે. પ્રતાપસિંહજી હાલ ૬૮ વર્ષની વયના છે, બીજા ભાઇ દે. રણછોડભાઇ સં. ૧૯૬૬ માં ૬૩ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયા છે અને કનિષ્ટ બંધુ બળદેવભાઇ ૩૫ વર્ષની વયે જ વૈકુંઠવાસી થયા હતા. દે. રણછોડભાઇમાં તેમના પિતાના કેટલાક ગુણો ઉતરી આવેલા હતા. સંગીતકલાના તે જાણ હતા તેમજ યાદશક્તિ એવી સારી હતી કે તીથિ, વાર સાથે બનેલા બનાવો કહી આપતા. સુધારા તરફ ખાસ ઇચ્છા રાખતા, અશ્વ વિદ્યા અને સરાફી કામકાજમાં પણ તેવાજ બાહોશ હતા.

**દેશાઈશ્રી રાયસિંહજીભાઇ** પોતાના પિતાની પાછળ ગાદી ઉપર આવ્યા છે, તેમનો જન્મ સં. ૧૯૨૦ માં થયેલો એટલે હાલમાં તેમની ઉંમર ૪૮ વર્ષની છે. ગુજરાતી અભ્યાસ કર્યા બાદ તેમણે અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો છે. તેમના તાબામાં હાલ ૨૦૦૦ માણસની વસ્તીવાળાં અને સોળ હજાર વિઘામાં વિસ્તરાયેલાં ઘોડા, થુલેટા, કેશવપુરા, સચાણા, અને હરીપુરા નામે પાંચ ગામો છે. તેમની વાર્ષિક ઉપજ આસરે રૂા. ૨૦૦૦૦ ની છે. તેમને ના. મુંબઈ સરકાર તરફથી કમીશનની ખાસ સત્તા મળી છે, જેના આધારે તે નાદરમાન રૈયતનો ઉત્પન્નનો માલ જપ્ત કરી શકે છે. આવી સત્તા અમદાવાદ જીલ્લામાં ભાગ્યેજ બીજા ઇનામદાર–જમીનદારને મળી હશે; તોપણ તે પોતાની રૈયત ઉપર સંપૂર્ણ પ્રેમ રાખે છે.

તેમણે છપ્પન અને અડસઠનાં દુષ્કાળોમાં તેમની સારી સંભાળ રાખી છે. કૉન્સીલીએટર તરીકે શરૂઆતથીજ પોતે સારી કાળજી રાખી કામ કરે છે, તેથી અમદાવાદ જીલ્લાના કોઈ પણ કૉન્સીલીએટરને નહીં મળેલી તેવી તેમને ખાસ સત્તા આપવામાં આવી છે. તેમના સમન્સને અમાન્ય કરનારને ફોજદારી રાહે ૬ માસની સજા અને રૂા. ૫૦૦ સુધી તે દંડ કરાવી શકે છે. વિરમગામ મ્યુનિસિપાલિટિના પોતે કૉન્સીલર અને ચેરમેન છે, તેમજ જીલ્લા લોકલ બોર્ડના પણ તે સભાસદ છે, વિરમગામની દરેક જ્ઞાતિ તેમને સારૂ માન આપે છે, અને ક. પા. તો તેમને પોતાના શીરોમણી ગણે છે. ગામ સમસ્તનાં કાર્યોમાં ઘણી વખતે તેમનેજ અગ્રેસર તરિકે પસંદ કરવામાં આવે છે, તેમની ઉદારતા ખાસ પ્રશંસનીય છે. તેમણે ક. પા. મહામંડળના ફંડમાં રૂા. ૩૦૦૦ જેવી મ્હોટી રકમ બક્ષિસ આપી છે. જાહેર સેવા અને દુષ્કાળ વગેરે પ્રસંગોએ પોતાથી બની શકે તે પ્રમાણે તન, મન અને ધનથી તે મદદ કરે છે; તેમજ હુન્નર ઉદ્યોગ, અને ખેતીવાડીનાં પ્રદર્શનોનો કાળજી પૂર્વક લાભ લે છે. મુંબઈના ના. ગવર્નર સાહેબના પ્રમુખપણા નીચે પુનામાં ભરાયેલા ખેતીવાડીના પ્રદર્શનમાં તેમને આમંત્રણ હોવાથી પોતે ગયા હતા; તેમજ દિલ્હી દરબારમાં પણ ના. સરકાર તરફથી પ્રમાણપત્ર આવવાથી પોતે હાજરી આપી હતી. પોતાના પિતાજીની માફક પોતે પણ સુલેહ સંપના સાચા હિમાયતી છે, જેથી ગામની દરેક કોમ હિન્દુ-મુસલમાન કોઈ પણ પોતાની જ્ઞાતિમાં ઝગડા-વઘરા ચાલે તે વખતે સમજુતપર આવવા-માંહોમાંહેનો રસ્તો કહાડી આપવા માટે તેમને વિનવે છે અને તે બનતા પ્રયત્ને કુસંપ મટાડી દે છે. હિન્દુસ્થાનનાં ઐતિહાસિક તેમજ ધાર્મિક સ્થળોની તેમણે મુલાકાતો લેઈ સારૂ જ્ઞાન મેળવ્યું છે, તેમજ કોઈ પણ જાતનાં હોકા, બીડી કે અફીણ જેવાં વ્યસનોથી મૂક્ત છે, તેમને પાટવી કુમાર દેશાઇશ્રી લાલસિંહજીભાઇ, શીવસિંહજી, વિજયસિંહજી અને અંબાપ્રતાપ નામે ચાર પુત્ર છે. દે. શીવસિંહજીભાઇની વય ૨૦ વર્ષની છે. તે અશ્વ વિદ્યા અને સંગીતના શોખીન છે. તે અંગ્રેજી, ગુજરાતી તેમજ ઉર્દુ અને સંસ્કૃત ભાષા જાણે છે, પોતાના વડીલ બંધુ કુમારશ્રી લાલસિંહજીભાઇની માફક પોતે પણ સુધારાના કામકાજમાં-સમાજમાં ઉત્સાહ પુર્વક ભાગ લે છે; અને કામકાજમાં પ્રસંગોપાત મદદ કરે છે.

**કુમારશ્રી લાલસિંહજી** તે હાલના દરબારશ્રી રાયસિંહજીભાઇના પાટવી કુમાર છે. તેમનો જન્મ સં. ૧૯૪૩ ના અસાડ શુદ ૧૧ ને દિવસે



દરબારશ્રી રાયસિંહજી કેશવભાઇ, વિરમગામ.



' કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી, વિરમગામ.

થયો હતો, એટલે હાલમાં તેમની ઉંમર ૨૫ વર્ષની છે. વિદ્યાર્થીઅવસ્થા-થીજ પોતે ગંભીર અને શાંત સ્વભાવના હોવાથી હાઇસ્કુલના હેડમાસ્તરે તેમને 'સંપૂર્ણ સંતોષકારક વર્તન' નું સર્ટીફીકેટ આપ્યું છે. તેમણે અંગ્રેજી ભાષાનો મેટ્રીક સુધી અભ્યાસ કર્યો છે, તે અંગ્રેજી ગુજરાતી અને હિન્દી ભાષાનું સારૂં જ્ઞાન ધરાવે છે, તેમજ સામાન્ય રીતે પોતે વિદ્યાવિલાસી હોવાને લીધે મરાઠી, ઉર્દુ, સંસ્કૃત અને ફ્રેન્ચ ભાષાઓ પણ સમજી શકે છે. વાંચનના તે ખાસ વ્યસની છે, દૈનિક, સાપ્તાહિક અને માસિક પત્રો તે નિયમીત રીતે વાંચે છે, તેમજ ઐતિહાસિક, ધાર્મિક અને સાહિત્યનાં પુસ્તકોનું સારૂં અવલોકન કર્યું છે, જેથી તેમનું ગુજરાતી જ્ઞાન ઉંચા પ્રકારનું છે. કુમારશ્રી ૧૫ વર્ષની ન્હાંની ઉમ્મરૂથીજ નિયમીત નોંધપોથી રાખે છે. ૧૭ વર્ષની ઉમ્મરથી વકતા તરિકે તે બહાર આવ્યા છે. કોઇ પણ વિષય ઉપર તે વ્યાખ્યાન આપવા માટે તૈયાર થઈ શકે છે. "શહેનશાહી દિલ્હી દરબાર" નામે અગત્યનું પુસ્તક થોડા વખતમાં તેમની તરફથી બહાર પડનાર છે. તેઓ ગુજરાતી ગ્રંથોને તેમજ જ્ઞાતિના ગ્રંથકારોને યોગ્ય ઉત્તેજન આપે છે.

હિંદુસ્થાનનાં ઘણાં ખરાં પ્રદર્શનો, પરિષદો, સમાજો, કૉન્ફરન્સો અને કોન્ગ્રેસ જેવાં મંડળોમાં પોતે ભાગ લીધો છે, તેમજં રાજકોટ ખાતે ના. ગવર્નર સાહેબે ભરેલા દરબારમાં અને છેલ્લા દિલ્હી દરબારમાં પણ પોતે હાજરી આપી હતી. ઘણાં ખરાં ધાર્મિક અને ઐતિહાસિક સ્થળોની મુલાકાત લઇ તે સંબંધી સારૂં જ્ઞાન મેળવ્યું છે. પોતે સનાતન ધર્મના ચૂસ્ત હિમાયતી છે અને અધર્મ યુક્ત રિવાજો દુર કરાવવા—સુધારાર્થે સારો પ્રયાસ કર્યો છે. પોતાની જ્ઞાતિ પરત્વે અત્યંત દિલસોજી ધરાવે છે. તેના અભ્યુદયાર્થે કૉન્ફરન્સની હિલચાલ ઉભી કરનાર તે પોતેજ હતા. પરંતુ તે હિલચાલ મંદ પડવાથી વિરમગામ ક. પા. હિતવર્ધક મંડળના સભાસદો સાથે જીગરથી ભાગ લઇ '**શ્રી ક. પા. શુભેચ્છક સમાજ**' વિરમગામમાં ભરવાના કાર્યમાં અગ્રેસર તરિકે તેમણે ભાગ લીધો હતો, 'રીસેપ્સન કમીટી' ના પોતે પ્રમુખ હતા. 'સમાજની મેનેજીંગ કમીટી' ના તેમજ બાવળા 'નીતિ વર્ધક પુસ્તકશાળા' ના પોતે પ્રમુખ છે. સં. ૧૯૬૮ ના દુષ્કાળમાં ઢોરોની સંકટ નિવારણ કમીટીમાં ઉપપ્રમુખ તરિકે ભાગ લીધો હતો અને ઉંઝામાં શ્રી ઉમિયા માતાજીના પ્રથમના મેળા વખતે તેમના પ્રમુખ પણા નીચે ધર્મને લગતાં ભાષણો થયાં હતાં, તે વખતે પોતે પણ સુધારા વિષે

એક સ્મરણીય ભાષણ આપ્યું હતું. ઘણી ખરી સભાઓમાં પોતે ભાષણો આપે છે અને તેમનાં ભાષણો ઉત્સાહ પૂર્વક વંચાય છે.

એક વિદ્વાનને છાજે તેવા ધૈર્ય, શાંતિ આદિ દરેક ગુણો તેમનામાં વાસ કરી રહ્યા છે, એટલુંજ નહીં પરંતુ કોઈ પણ પ્રકારના વ્યસનથી તે મુક્ત છે. પોતે માત્ર ૨૫ વર્ષની ઉંમરના હોવા છતાં સમર્થ નીતિવાન, ધર્મિષ્ટ અને સુલેહના ચુસ્ત હિમાયતી છે તેમજ સ્વકોમમાં પેસી ગયેલા અધર્મ યુકત રિવાજો દુર કરાવવા પોતાથી બનતો પ્રયત્ન કરે છે. જ્ઞાતિ બન્ધુઓ તરફ તેમની સારી લાગણી છે.

આપણે આગળ પાને ૮૬-૮૭ મે જોઇ ગયા તે પ્રમાણે વિરમગામમાં રહેનાર મારફતીઆ દેશાઇઓનું કુટુંબ પણ પ્રાચીન સમયથી મહત્બઆદાર અને જમીનદાર છે. તેમના વડીલો વિરમગામ તાલુકો અને આસપાસની જકાત ઉઘરાવી બીજા કેટલાક હક્કદારોના હક્ક હિસ્સા પતાવી મોટી રકમ સરકારમાં ભરતા હતા, પરંતુ સં. ૧૮૭૩ માં ના. અંગ્રેજ સરકારના અમલની શરૂઆતથી ઘણી ખરી જકાત ઉઘરાત બંધ પડવાથી તેમની ઉપજ પણ ઘટી ગઈ. સં. ૧૮૯૩ સુધી તેમના વડીલોએ માંડવીની જકાત (ગામની આવક જાવક, રાહદારી, ઢોરોનાં વેચાણપરની, તાલુકાની તથા ફરતાં નાકાંની) વસુલ કરી પરંતુ તેજ સાલમાં ના. સરકારે આવા પ્રકારની તમામ જકાત કહાડી નાંખી ત્યારે સઘળા હક્કદારોને વર્ષાસન કરી આપી સંતોષ્યા, તે વખતે આ મારફતીઆ દેશાઇઓને પણ દે. નરહર ભક્તિદાસ તથા હરજીવન વલ્લભદાસના નામથી રૂ. ૩૩૦૦ સુધીનું વર્ષાસન બાંધી આપ્યું હતું; તે દશ વર્ષ સુધી નિયમીત મળવા પછી અરધું કરી નાંખવામાં આવ્યું હતું. સં ૧૯૧૭ ની સાલમાં તે રકમના દશપટ કરી આશરે ૧૬-૧૭ હજાર રૂપિઆ રોકડા આપી વર્ષાસન બંધ કરવામાં આવ્યું. માંડવી ઉઘરાવવાની સત્તા ઉપરાંત આ કુટુંબના દેશાઇઓને બે ગામો હતાં, તેના બદલે તેમને સરકારમાં અમુક રકમ ભરવી પડતી પરંતુ જકાત મારફતમાંથી તેમને સારી રકમ મળતી હોવાથી તથા ગામોપર દેખરેખ રાખવા પુરતા અવકાસના અભાવે તે ગામો તેમણે સરકારને સ્વાધિન કરી દીધાં છે, તોપણ તે કુટુંબ પાસે હાલ મોભા પ્રમાણે જમીન જાગીર છે. સુધારાની હિલચાલ પ્રતિ આ કુટુંબ ઘણા સમયથી દિલસોજી ધરાવતું આવ્યું છે અને ધરાવે છે.

**ખંડ ૩ જો સમાપ્ત.**

# ખંડ ૪ થો—પ્રકરણ ૧ લું.

## કુલીનતાની ઉત્પત્તિ.



મદાવાદ શહેરને ગુજરાતની રાજધાની કર્યા પછી તેના પર રાજકરનાર સ્વતંત્ર સુલ્તાનોએ તેને આબાદ કરવા તરફ ખાસ ધ્યાન આપ્યું. અને શહેરની. આબાદીમાં વૃદ્ધિ કરવાના હેતુસર તેઓ હિંદુ મુસલ્માન વચ્ચે ચાલતી ધર્માંધતાને પણ વિસરી ગયા હતા, જેથી શહેરની વધતી જતી આબાદીને લીધે આસપાસનાં અને દુરદુરનાં ગામોની ઘણી ખરી વસ્તીએ આવીને શહેરમાં વાસ કરવાનું ધાર્યું; પરંતુ મુસલ્માનોથી ખીચોખીચ ભરાઇ ગયેલા શહેરમાં હિંદુઓને જગ્યા મળી નહીં, જેથી ઘણા મુસલ્માન સરદારોએ પોતાના નામથી શહેર બહાર પરાંઓ વસાવ્યાં જેમાં અમદાવાદની આબાદી જોઇ આબાદ થવાની જીજ્ઞાસાવાળા આસપાસના ગરીબ લોકો પણ આવીને વસવા લાગ્યા; તેમજ શહેર નજીકના ભાગોના ગરીબ ધંધાધારીઓ પણ પોતાનો રોજગાર આ બાદશાહી પરાંઓમાં સારો જામશે, એ ઇરાદાથી ત્યાં આવી આવીને રહ્યા હતા. આ પ્રમાણે થવાથી શહેર ફરતાં પરાંઓની આબાદી પણ શહેરના જેવીજ વધી ગઇ. તે વખતે અમદાવાદ શહેરને ફરતાં ૧૧૦ પરાંઓ થઈ ગયાં. એકજ ઉસ્માનપરમાં ૧૨૦૦૦ દુકાનો હતી.[1] આ પ્રમાણે જે લોકો ત્યાં આવી આવીને વસવા લાગ્યા, તેનો મોટો ભાગ કડી પ્રાંતના કણબીઓનો તેમજ પાટણ શહેરના ખત્રીઓ અને નાના મોટા વેપારીઓનો હતો. મહંમદ બેગડાની ચાંપાનેર ઉપરની જીત પછી ચાંપાનેર શહેરની અસંખ્ય વસ્તીનો મોટો ભાગ, શહેર અને ફરતાં પરાંઓની વસ્તી અને ઉદ્યોગમાં વૃદ્ધિ કરવા લાગ્યો. આ શહેર અને પરાંઓની આબાદી વખતે ફરતાં ગામડાંઓની ખેતીવાડીની પણ સારી આબાદી હતી. અમદાવાદના સુલ્તાનોએ પોતાના મોજ શોખની ખાતર બાગ બગીચા, ઝાડપાન અને ખેતીવાડી વધારવા તરફ ખાસ લક્ષ આપ્યું હતું, એટલે જે કણબીઓ જમીન જાગીર-

૧. 'ગુજરાત સર્વ સંગ્રહ' પા. ૪૪૮.

વડે પોતાની આબાદી વધારવાનું ચાહતા હતા, તેઓએ શહેર ફરતાં ગામડાંઓમાં વાસ કરી, ખેતીવાડી કરીને પોતાની સ્થિતિ સુધારવા માંડી, અને જેમને જમીન વગેરે સાધનો નહોતાં, અને જેઓ શહેરમાં આવી પોતાની સ્થિતિ સુધારવા ચાહતા હતા, તેઓએ ત્યાંના-શહેરના વેપારીઓ સાથે રહી પોતાની આજીવિકા ચલાવવા માંડી. અસારવા, ગોમતીપુર, અહમદપુર, રખીઆલ વગેરે પરાંઓમાં તેઓને ફાવતુ આવ્યું તેવા વેપારીઓ સાથે વસવાટ કરીને કીનખાબ, મશરૂ, અતલસ-ગજીઆણીને જરી માલ વગેરે તરેહના વણાટ કામમાં પડયા. જેમ જેમ વખત ગયો તેમ તેમ કામકાજમાં આબાદ નિવડતા ગયા, જેથી મોટા વેપારીઓના તાબે રહી ધંધો ચલાવવાનું બંધ કરી, સ્વતંત્ર રીતે પોતાનો ધંધો ખેડવા લાગ્યા. તે વખતે તેઓ એવા ઉત્તમ કામ કરનારા નીવડયા હતા કે, તેમના વણાટ કામના દર વાર દીઠ રૂા. ૩૦૦-૪૦૦ તેઓને મળતા અને સીંધિઆ, હોલ્કર, ગાયકવાડ, નિઝામ વગેરેના રાજદરબારમાં તેમના માલને સારૂ માન-ઉત્તજન મળતું, તદુપરાંત બહારના યુરોપાદિ દેશોમાં પણ તે માલ જતો એટલે તેમને પુષ્કળ પૈસા મળતા હતા. આ પ્રમાણે હોવાથી દિનપ્રતિદિન તેઓ એવાતો આબાદ થઇ ગયાકે વેપાર રોજગાર ઉપરાંત ધીરધાર અને સરાફી કામકાજ પણ કરવા લાગ્યા.

ચાંપાનેર ભાગ્યા પછી જે કણબી દેશાઈ જમીનદારો ત્યાં ઘણી સારી સ્થિતિ ભોગવતા હતા, તેઓ પણ આ તરફ આવ્યા અને તેઓ તથા તેમનો સરદાર વર્ગ પ્રારબ્ધ અને પુરૂષાર્થ યોગે એકવાર ફરીને વિરમગામમાં પૂર્ણ જાહોજલાલીમાં જાગીરદાર બન્યો, જે હકીકત આપણે પાછળ જોઈ ગયા છીએ. આ વખતે અમદાવાદ શહેરની જાહોજલાલી ઉપરાંત તે પાટનગર હોવાને લીધે રાજ દરબારમાં પોતાનો લાગવગ જાળવવા-વધારવા તેમજ અન્ય રાજકાજનાં કામ માટે તેઓમાંથી એક બાહોશ પુરૂષને અમદાવાદ ખાતે કાયમ રહેવું પડતું હતું. તદુપરાંત ખુદ રાજપદ ધારી પુરૂષોને પણ પ્રસંગોપાત ત્યાં આવી વાસ કરવો પડતો હતો. આવા પ્રસંગોએ ફરતાં પરાંઓ અને શહેરમાં રહી આબાદ થયેલા ગૃહસ્થ-વસીલાવાળા કણબીઓને ત્યાં તેમના અંતઃકરણ પૂર્વકના આવકારથી દેશાઇઓ ઉતારા કરી લાંબા વખત સુધી રહેતા હતા. વિરમગામ પાટડીનો દેશાઇ વર્ગ એકલોજ નહીં, પરંતુ કડી પ્રાંતના અમીનો, દશકોષિ, ભાલ અને દંઢાવ્ય વગેરે વિ-

ભાગના સારા સારા મુખી આગેવાનો પણ આવતાં જતાં આ ગૃહસ્થ કણુ-બીઓને ત્યાં સારો સત્કાર પામતા હતા.

શહેરના આ ગૃહસ્થ કણબીઓ સર્વાંશે લાયક હતા, તેમના ઘરમાં

*** पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।**

**पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ ३-५५**

મનુ ભગવાનની આ આજ્ઞા પ્રમાણે સ્ત્રીઓનું લાલન પાલન થતું હતું; પોતાની પુત્રી અને પુત્ર વધુમાં કોઇ પ્રકારનો ભિન્નભાવ રાખવામાં આવતો નહોતો. તેમની આવી ઉત્તમ પ્રકારની ગૃહસ્થાઈ, દાનાઇ, ઉદારતા અને નિસ્વાર્થ સરભરા-સેવા ચાકરીથી તે આખી જ્ઞાતિમાં પંકાયા હતા. પોતાના ઉદ્યોગના પરિણામે શહેરના અમલદાર વર્ગમાં પણ તે લાગવગવાળા થઇ પડયા હતા, જેથી પ્રસંગોપાત પોતાના જમીનદાર-રાજદ્વારી સગાઓને તેમના રાજકાર્યમાં સારી મદદ કરતા, અને જરૂરના વખતે સ્થિતિના પ્રમાણમાં ધીરધાર પણ કરતા. તેમના આવા અનેક સદ્દગુણોને લઇને દેશાઇ વગેરે જાગીરદાર વર્ગ પોતાની પુત્રીઓના સંબંધ કરવા તત્પર થયા, અને ઘણા માન સાથે આવા સંબંધ થયા; કારણ કે દુર દુરથી પરાંઓમાં આવી વસેલા કણબીઓ તે વખતે જાહોજલાલીના ઉચ્ચ શિખ્ખરે પહોંચ્યા હતા. દેશાઇઓની સાથે આવા પ્રકારના સંબંધમાં આવનારાઓમાં પ્રથમ અહંમદ-પરનું અમુક કુટુંબ હતું, કે જેઓ હાલ હેમતપરાની સંજ્ઞાથી ઓળખાય છે. મોટાના પગલે પગલે ચાલનારી દુનિયામાં કણબીઓ અસલથી ઘણા ભલા અને કદરદાન ગણાય છે, દેશાઇ વગેરે જમીન જાગીરદારો સિવાય બીજાં પણ કુટુંબો અહંમદપરાના ખાનદાન કુટુંબ સાથે સંબંધો જોડવાને લલચાયાં, અને પોતાની પુત્રીઓ આપવાનો આગ્રહસર પ્રયત્ન કરવા લાગ્યાં. વિરમ-ગામ, પાટડીના જમીનદારો પોતાની કન્યાઓ આપે છે, ત્યાં અમારે પણ દેવી, એવા અભિમાનને લીધે, તેમજ ગામડાંઓમાં રહી પૈસા પ્રાપ્ત કરી જરા સ્થિતિવાળા થવાથી-અન્ય ભાઇઓમાં મહોબ્બાદાર ગણાવાના લોભની ખાતર, અને મુખ્યત્વે કરી પોતાની પુત્રીઓને ખેતીવાડીની મહેનતમાંથી બચાવી તેમને શહેરના ગૃહસ્થોને ત્યાં સુખી થયેલી જોવાની ઇચ્છાથી,

* કન્યાનાં માબાપો, ભાઇઓ, પતિ તથા દિયરો જો બહુ કલ્યાણ મેળવવાને ઈચ્છતા હોય તો તેઓએ કન્યાનો ભોજન આદિથી સત્કાર કરવો, તથા વસ્ત્રોથી અને આભૂષણોથી તેઓને શણગારવી.

આસપાસના ઘણા ખરા કણબી ભાઇઓ આ કુટુંબોને પોતાના દ્રવ્ય બળે કરીને કન્યાઓ આપવા લાગ્યાં. હેમતપરાના એકજ કુટુંબમાં જમીનદારોના મોટા જથા માટે જોઇએ તેટલા વર ન મળી શકે તે વાત સંભવીત છે, એટલે તેમને પણ તાણ પડવા લાગી, જેથી હેમતપરના આ કુટુંબે પોતાને લાગતાં વળગતાં બીજાં સારાં કુટુંબો સાથે તેમના સંબંધ કરાવવા માંડયા, જેથી બીજાં સાત કુટુંબો પણ પંકાયાં, અને હેમતપરાના કુટુંબ સાથે કન્યાઓ દેવામાં પહેલાં ગણાયાં. તે વખતનાં આ આઠ કુટુંબોનાં ધીમે ધીમે આઠ થડાં બંધાયાં, અને તે આઠે થડાં પોતાની ઉત્તમ રહેણી કરણીથી માન પામતાં રહ્યાં. દર દશ દશ વર્ષે આવતી લગ્નસરા વખતે કન્યાના પિતાઓ આ આઠ કુટુંબોમાંથી વર પ્રાપ્ત કરવાની પડ આખડ કરવા લાગ્યા, અને છુપા છવાયા વરના બાપને સારી ભેટ–બક્ષિસો આપવા લાગ્યા. લગ્નસરામાં પોતાની કન્યા પરણવીજ જોઇએ, એવી માન્યતાને લીધે જ્યારે સઘળા ગૃહસ્થોને આ આઠ કુટુંબોમાંથી વર પ્રાપ્ત કરવાની વિટમ્બણાઓ પડી ત્યારે તેમનાજ ગામના (પરાંના) બીજા લાયક ગૃહસ્થોમાં આ આઠ કુટુંબના આગેવાનોની દરમ્યાનગીરિથી સંબંધ થવા લાગ્યા, જેમની સંખ્યા અનિશ્ચિત થઇ, કારણ કે આઠ કુટુંબના વસવાટવાળાં પરાંમાં દરેક સારા સારા ઘેર કન્યાઓ અપાવા લાગી, એટલે કે તે કુટુંબો ઉપરાંત બીજાં પણ સારાં કુટુંબોમાં કન્યા દેવાનો પ્રથા પડી ગયો. તેઓએ પણ આઠ કુટુંબોની ઉત્તમ રીતભાતનું અનુકરણ કરી તેમના કરતાં પોતાનામાં કોઈ પ્રકારની ઉણપ આવવા દીધી નહીં, અને પોતાને ત્યાં પાટડી, વિરમગામ, દશકોષિ, ભાલ વગેરે ઠેકાણેથી કન્યાઓ આપવા આવનાર સારા સારા કણબીઓનો યોગ્ય સત્કાર કરી તેમનો સ્નેહ સંપાદન કર્યો, ઉપરાંત શહેર આસપાસના જેજે મુખી મનાદારોને શહેરની અદાલતો સાથે રાત દિવસ પ્રસંગ પડતો તેમનો સત્કાર કરી નામ કહાડયું. તેમની આવી ઘણા લાંબા વખતની વર્તણુકથી પાંચ સાત વિવાહોના પ્રસંગ જતાં જતાં આ કુટુંબોમાંજ કન્યોઓ દેવાની રૂઢી ફરજ્યાત થઈ પડી, જેથી શહેર અને ફરતાં પરાંઓમાં વસતાં કુટુંબોનાં ફરજંદો કૂળવાન ગણાયાં. જેમના બાપદાદાઓ પોતાને ત્યાં કન્યા દેનારાઓ પ્રતિ સન્માન અને સમાનતાની લાગણીથી જોતા તે દિનપ્રતિદિન ઓછું થવા લાગ્યું, અને તેમનાં ફરજંદો એક ખાનદાન કુટુંબના પરિવાર તરીકે, પડી ગયેલી પ્રથાના આધારે હદ ઉપરાંત

અરજો કરવા લાગ્યા; તેવામાં લગ્ન કાઢનાર તથા વધાવનાર ઉંઝા તથા અમદાવાદના બંને પક્ષોએ શ્રી ઉમિયા માતાજીના મંદીરે જઇ લગ્ન કાઢવાની ધાંધલ કરવા માંડી, તેથી ના. ગાયકવાડ સરકારના અધિકારીઓએ સુલેહનો ભંગ ન થાય તે માટે માતાજીના મંદીરે પોલીસ ચોકી મુંકી, અને (તા. ૮–૨–૧૦) અમદાવાદના લગ્ન વધાવનાર બંન્ને પક્ષના આગેવાનો, અમદાવાદમાં લગ્ન લઇને આવ્યા; લશ્કરી પક્ષવાળાએ સંવત ૧૯૬૬ના મહા શુદી ૧ ના દિવસે ઉમિયા માતામાંથી કહાડેલી લગ્નપત્રિકા વાંચી, તેમાં ચાલુ લગ્ન ચૈત્ર વ. ૧૦નું તથા માંડવરાત્રીનું સં. ૧૯૭૧ના બીજા વૈશાખ શુદ ૧૦ નું–બીજુંલગ્ન–એવાં પાંચ પાંચ વર્ષનાં લગ્ન જાહેર કર્યાં ત્યારે બીજા પક્ષે અન્યસ્થળેથી, ઘણું કરીને કાળેશ્વરમાંથી, કહાડેલું મહા શુદ ૫ના દિવસે જાહેર કર્યું. તેમાં વૈશાખ શુદ ૧ નાં લગ્ન તથા સુદ ૧૧ની માંડવરાત્રીનાં લગ્ન વાંચ્યાં. ખરેખર આ પ્રમાણે જુદાં જુદાં લગ્ન વાંચી પ્રાચીન પ્રથાની પોળનો દરવાજો હાથે કરી ઉઘાડી નાંખી, તેમણે વ્યવહારૂ મ્હોટી ભુલ કરી સુધારાવાળાને–છુટાંલગ્ન કરનારાઓને–સરળ રસ્તો કરી આપી પોતાનું ઘર દેખાડયું; ઉપરાંત જગતને ખાત્રી કરી આપી કે લગ્ન તીથી નક્કી કરવાનું કામ માતાજી નહિ પણ સ્વાર્થસાધુ હક્કદાર માણસો પોતાની મરજી મુજબ કરે છે. આમ બેભથ્થુ લગ્ન નીકળવાથી લોકોમાં તેમનું પોકળ ખુલ્લું પડયું. બંને પક્ષના લગ્નીઆ, પોતાનો કક્કો ખરો કરાવવા–લગ્ન વધાવરાવવા–પાટડીએ ના. દરબારશ્રીને ત્યાં ગયા, એટલે તેઓશ્રીએ આવા પ્રકારના એ લગ્નમાંથી કયાને આદર આપવો તે નિશ્ચીત કરવા, જ્ઞાતિનાં જુદાં જુદાં ગામોના આગેવાનોને તેડાવ્યા. તેમની સભા તા. ૨૬–૨–૧૦થી તા. ૨–૩–૧૦ સુધી પાટડી રહી, પરંતુ કાંઇ સંતોષ કારક પરિણામ આવ્યું નહિ તેથી ના. દરબાર સાહેબે છુટીપડી, સ્વતંત્ર થવા જેવો ચુકાદો આપ્યો.

સુરત તથા નવસારી વિભાગની "શ્રી કડવા પાટીદાર સમાજે" પોતાનાં ગામોની સભા બોલાવી અમદાવાદ ખાતે પ્રસિદ્ધ થયેલાં બે પ્રકારનાં લગ્નમાંથી એક પણ પસંદ નહિ કરતાં પોતાની સભામાં સહુ આગેવાનો સમક્ષ, પ્રવિણ જ્યોતિષીઓને બોલાવી નવું વૈશાખ સુદ ૮ નું લગ્ન કાઢયું અને બીજુ લગ્ન, ફરી પાંચે વર્ષે આજ પ્રમાણે સભા સમક્ષ કાઢવા ઠરાવ કર્યો. આ સભાનું પ્રમુખસ્થાન ભાવનગર વાળા રા. રા. મુળજીભાઈ જેઠાભાઈ એલ. એલ. બી. ને આપવામાં આવ્યું હતું.

લગ્નપદ્ધતિ આવી રીતે તદ્દન અવ્યવસ્થિત બની જવાથી, ઠામઠામ ગોળ થઈ જવાથી, કન્યાવિક્રય પુષ્કળ ચાલવાથી, કુલના દડાની પ્રથા પ્રબળ થઇ પડવાથી, તથા સંવત ૧૯૫૬ ના દુષ્કાળ પછીથી પણ પાછળનાં વર્ષો એક બીજાને ખાતાં આવેલાં હોવાથી, ઘણા વખતના કાહ્યા થઈ રહેલા કણબીઓ ડાહ્યા થયા, એટલે વિવાહમાં પુત્રીઓ પરણાવી પૈસાની પાળ બાંધવા કરતાં કુલના દડે વરાવી રાખવાનો વાયરો ચાલ્યો, અને પુત્રોને પરણાવવા એકે પગે થઈ રહેલા પિતાઓને, કોડીના મુલ્યની (?) કન્યાઓ, કરોડ ખર્ચતાં પણ મેળવવાનું મુશ્કેલ થઈ પડયું, તેમાં વળી ચાણસમાની પેલી તરફથી તે ઠેઠ પાટડી વિરમગામ સુધીની ઉત્તરોત્તર કન્યાઓ આપવાની સંયુક્ત શૃંખલામાંથી ક્રમેક્રમે ગોળ થઇ એક એક વિભાગ અલગ અલગ પડવા લાગ્યો. ચાણસમાદિ ૨૬ ગામો, પાટણવાડો, દંઢાવ્ય વગેરે વિભાગના ગોળ થવાથી, દશકોષી ભાલમાં કન્યાઓની ભારે તાંણ પડી ને તેની અસર ઠેઠ સુધી થઇ. ભલભલાના ઘોડીઆમાંથી ઝડપાતા પુત્રો પરણ્યા વિના પારણામાં ઝુલતા રહી જવાની વખત આવી, એટલે સેંકડો વર્ષો સુધી ચાંલ્લા માગતાં વહેલા મિથ્યાભિમાનના સઘળા શબ્દો, ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે સામટા મોઢામાં પાછા પેશી ગયા, જાન અને તાયફા ! નાં ખરચો હવામાં ઉડી ગયાં, છુપા છુપા ગરજે ગરજે માંડવા ધોઈ આવી, મોં ઉજળુ કરી, પુત્રને પરણાવી આવી નિશ્ચીંત થયા. આ વિવાહ વખતે પણ સને ૧૮૮૯ માં 'વિવાહનાં ખરચો કમી કરવાનો થયેલો સરક્યુલર મે. કલેકટર સાહેબની સહી સાથે બહાર પડયો હતો, પરંતુ કુદરતી રીતેજ કણબીઓ એવા સંયોગોમાં આવી ગયા હતા કે કાયદાની મદદ-સહાય-આવસ્યક થઈ પડી નહિ.

આ પ્રમાણે વિવાહ વિત્યા પછી જ્ઞાતિનો ચકડોળે ચડેલો મહાસાગર શાંત થયો કે તરતજ 'શ્રી કડવા પા. શુ. સમાજે' પોતાની બીજી વાર્ષિક બેઠક[1] વડોદરા મુકામે, વિરમગામવાળા દેશાઇ કરસનદાસ જયસિંહભાઈ જંબુસર, સબ જડજ સાહેબના અધ્યક્ષપણા નીચે તા. ૨૪-૨૫-૨૬ ડીસેમ્બર સને ૧૯૧૦ માં ભરી, તેમાં **વડોદરાના નેકનામદાર ગાયકવાડ સરકાર સર સિયાજીરાવ મહારાજ** પણ પધાર્યા હતા; ઉપરાંત પાટડી, સુરત વગેરેના કેટલાક વગવાળા પુરૂષોએ પણ પધારી ઉત્સાહથી ભાગ લીધો, એટલું જ નહિ પણ તેની ઉમદા કાર્યપદ્ધતિ જોઈ સભાસદ થયા, જુના-

૧. ક. વિ. પુ. ૪-૧૧૫.

વિચાર વાળાઓનાં મન દિનપ્રતિદિન ખિન્ન થતાંજ ગયાં. સમાજ તરફથી ના. ગાયકવાડ સરકારને માનપત્ર આપતાં '**બાલલગ્ન પ્રતિબંધક નિબંધ**' જ્ઞાતિને સંપૂર્ણરીતે લાગુ કરવાની માગણી કરી, બાળલગ્નની મરણવશ પડેલી રૂઢીને છેલ્લો છેલ્લો આબાદ ફટકો લગાવ્યો. જુના રિવાજની આ પ્રમાણે જમીનદોસ્ત થઈ ગયેલી દિવાલને ફરીથી ખડી કરી સુધારાના ઉલ્ટી આવેલા મહાસાગરને ખાળવા, વડોદરાના પા. ભગવાનદાસે સંવત ૧૯૬૭ ના અસાડ માસમાં " શ્રી કડવા જ્ઞાતિ હિતદર્શક " (?) નામે માસિક કાઢયું. તે આ સમયને માટે સદંતર નકામા સિદ્ધ થઇ ચુકેલા રિવાજોનો પુનરોદ્ધાર કરવા ચાર મહિના વનરૂદન કરી વિરામી ગયું.

સંવત ૧૯૬૮ ની સાલમાં દુષ્કાળ પડવાથી " શ્રી કડવા પા. શુ. સમાજ"ની ત્રીજી વાર્ષિક બેઠક મુલત્વી રહી. એવામાં ના. મુંબાઈ સરકારે પાટડી સંસ્થાનના યુવરાજ શ્રી દોલતસિંહજી સાહેબને ફર્સ્ટ કલાસ મેજી· સ્ટ્રેટની સત્તા બક્ષી, તેથી ગામેગામથી તેઓશ્રી ઉપર માનપત્રોનો વર્ષાદ વરસી રહ્યો. અમદાવાદની જ્ઞાતિએ, પોતે માનપત્ર આપતાં એવી અરજ કરી હતી કે, બાળલગ્નની ચાલુ રૂઢીમાં સુધારો કરી આપવા આપનો જ્ઞાતિ પ્રત્યેનો લાગવગ વાપરવા કૃપા કરો, વળી અમદાવાદના લગ્ન નિમીત્તના બંને પક્ષના આગેવાનોનું એક વગવાળું ડેપ્યુટેશન પણ ના. પાટડી દરબારશ્રી હજુર જઇ એવીજ વિનંતી કરી આવ્યું, જે પરથી ના. દરબારશ્રીએ જ્ઞાતિ સમસ્તના આગેવાનોની તા. ૧૨–૩–૧૨ના રોજ લગ્નની રૂઢીમાં સુધારો કરવા સભા[૧] બોલાવી. લગભગ તમામ આગેવાનો સુધારો કરવા સંમત થયા પરંતુ જુજ માણસોની નારાજીથી ના. દરબારશ્રીએ ગાયકવાડી બન્ધુઓના '**બાળ-લગ્ન પ્રતિબંધક નિબંધ**' કાયદાનો વિશેષ વિચાર કરી સુધારાનો ચુકાદો બહાર પાડવા મુલત્વી રાખ્યું અને વિદ્યાવૃદ્ધિ માટે સમસ્ત જ્ઞાતિનું એક " શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળ " સ્થાપ્યું; જેના ફંડમાં પોતે રૂ. ૧૫) હજાર મંડાવ્યા. વિરમગામના દેશાઇશ્રીએ પણ રૂ. ૩૦૦૦) મંડાવ્યા. અને સઘળા સદ્‌ગૃહસ્થોએ તથા પધારેલા બન્ધુઓએ પોતાનાથી બન્યો તેટલો ફાળો આપ્યો, જેથી તે ફંડ લગભગ લાખ રૂપિયા સુધી પહોંચ્યું, જેમાંથી ૬૫–૬૭ હજારની રકમ આવી ગઈ છે અને હજુ પણ કામ આગળ ચાલતાં ફંડ ઘણું મોટું થવા સંભવ છે.

---

૧ ક. વિ. પુ. ૫–૧૨૭.



રા ગ મુળજીભાઇ જેઠાભાઈ, બી. એ એલ એલ બી.

ભાવનગર



રા. રા. પોપટલાલ શીવલાલ બી. એ. એલ. એલ. બી. ટીકર.

The 'Lakshmi Art,'—Bombay.

# ખંડ ૫ મો—પ્રકરણ ૧ લું.

## કૂર્મી ક્ષત્રિય વિસ્તાર.



આપણે આગળનાં પ્રકરણોમાં જોઇ ગયા તેમ આપણી અસલ ઉત્પત્તિ અને સ્થિતિ પંજાબમાં હતી, પરંતુ રાજકીય કારણોને લીધે ત્યાંથી ક્રમશઃ નીકળી ઉત્તર હિંદુસ્થાનમાં આપણે મથુરાં સુધી પ્રસર્યા હતા. ત્યાંથી એક વિભાગ કોટા અને મંદેસરના રસ્તે થઈ શ્રીસ્થળ અને આનર્તપુર (વડનગર) નજીકના પ્રદેશમાં વસ્યો. કેટલાક માલવ દેશમાં વસ્યા હતા. માથુર દેશમાં વસેલી વસ્તી પૈકીનો મ્હોટો ભાગ ગંગા યુમનાની ફલદ્રુપ ખીણો તરફ આગળ વધતો વધતો ઉત્તર હિંદના આખા ભાગમાં ફેલાઈ, ઠેઠ અયોધ્યા સુધી પ્રસર્યો. તેમાંના કેટલાક નીચે (દક્ષિણ) ના ભાગમાં વધી મધ્યહિંદમાં વસ્યા. ત્યાં અલ્પ સમય પર્યંત વાસ કર્યા પછી ત્યાંથી પણ કેટલાક ખાનદેશ, બીરાર અને મહારાષ્ટ્રમાં ગયા અને કેટલાકતો પોતાની ભ્રમણ કરવાની પ્રકૃતિને લઇને ઠેઠ દક્ષિણમાં ઘણા આગળ વધી તૈલંગણ, મદ્રાસ અને મહીસુર સુધી ફેલાયા. આ પ્રમાણે જુદા જુદા સ્થાનોમાં જઇ વસવાથી તેઓનો એક એક'સાથેનો પ્રાચીન સમ્બંધ, દુર દુર જઈ વસવાથી ઓછો થતો જાય તે સ્વાભાવિક છે. ઉપરાંત રજપુત રાજઅમલના અંત પછીના લગભગ ૬૦૦ વર્ષ સુધીના અવ્યવસ્થિત જમાનામાં તો એકજ દેશના ભિન્ન ભિન્ન ભાગોનો પણ અરસપરસ સંબંધ વિશ્રંખલ થઇ ગયો હતો, તો પછી આમ છેક ઉત્તર અને છેક દક્ષિણનો અરસપરસ સંબંધ શી રીતે સાચવી શકાય તે સમજવું મુશ્કેલ નથી. એવા સંયોગોમાં હિંદના જુદા જુદા વિભાગોમાં વસતા કૂર્મીઓના આચાર વિચાર અને રીત રિવાજમાં પણ ખાસ તફાવત થઇ ગયો અને તેવાંજ બીજાં ઘણાં કારણોને લીધે તેમને દરેકને કૂર્મી, એ સામાન્ય સંજ્ઞાને બદલે દેશકાળને લીધે જુદી જુદી પેટા સંજ્ઞાઓ પ્રાપ્ત થતી ગઇ; જેમકે ઉત્તરહિંદ, અયોધ્યા, મધ્યપ્રાંત વગેરે વિભાગસ્થ કૂર્મીઓ 'કૂર્મીક્ષત્રિ' એ સંજ્ઞા સાચવી રહ્યા, પણ પોતાના ઉત્તર હિંદના અસલ વતનથી વધારે વધારે દુર પડતાં મહારાષ્ટ્રમાં વસેલા સ્વજ્ઞાતિ જનોને મરાઠાકૂર્મી (મહારાષ્ટ—મોટું રાજ્ય, મહારાષ્ટ્રા,—મરાઠા, મહારાજવીઓ) વગેરે વિશેષણ પ્રાપ્ત થયાં, વળી તેમનાથી પણ ઘણા વધારે દુરજઇ

વસનારા તૈલંગણ, મદ્રાસ અને મહીસોરવાસી કૂર્મીઓએ તો પોતાની અસલ સંજ્ઞા ખોઇ અને તૈલંગણસ્થ–તૈલંગા અને નાયડુ; મદ્રાસસ્થ–કાપુસ, અને મહીસોરસ્થ–વોકાલીગર વગેરે ઉપનામોથી ઓળખાવા લાગ્યા અને 'કૂર્મી' શબ્દની બિલકુલ પિછાન પડતી બંધ થઇ ગઇ.

માળવામાં આવી વસનારા કૂર્મીઓમાં વારંવાર સ્થાનાંતર ન થવાથી તેઓએ પોતાની અસલ સંજ્ઞા જાળવી રાખી, પરંતુ તે સાથે અસલ સ્થાનોની પેટા વિભાગી સંજ્ઞાપરથી અસલ કૂર્મી શબ્દમાં કડવા અને લેઉવા વિશેષણો ઉમેરાયાં, તેથી તેઓ કડવાકૂર્મી તથા લેઉવાકૂર્મી કહેવાયા. માળવામાંથી તેઓ ગુજરાતમાં આવી વસ્યા અને કાળે કરી તેમાંના કેટલાક પાછા માળવામાં પણ ગયા છે, તોપણ પોતાની અસલ સંજ્ઞાઓમાં બિલકુલ ફેરફાર થયો નથી. તેઓ આજ સુધી તેજ સંજ્ઞાથી પિછાનાય છે.

આ ઉપરથી આપણને સ્હેજ ભાન થઇ આવે છે, કે ઘણાં વર્ષો થયા છતાં પણ આપણા અસલ સ્થાનમાં વસતા પ્રાચીન બંધુઓ સાથે મહારાષ્ટ્ર, મહીસોર, મદ્રાસ અને તૈલંગણના કૂર્મીઓ કરતાં આપણે કાંઇક વિશેષ પ્રમાણમાં મળતાપણું જાળવ્યું છે. નામદાર બ્રીટીશ સરકારના શાંત રાજઅમલ તળે દરેક વિભાગમાં કૂર્મીભાઇઓ વિદ્યાવિભુષીત થયા, અને તેના પ્રતાપે એકવાર ફરીથી આપણે સઘળા બન્ધુઓ (હિંદની કુલ્લ વસ્તિનો $\frac{1}{4}$ ભાગ) એકત્ર થઇએ તેવા પ્રયાસો ચાલુ કરવાની સહુને સુબુદ્ધિ સુઝી આવી છે. માસિકો, પાક્ષિકો વગેરે જાહેરપત્રોના અને દરસાલ નિયમીત મળતા જાહેર મેળાવડાના સુપ્રસિદ્ધ પ્રયત્નો વડે આજે આર્યાવર્તના ખુંણેખુંણે વસતા સઘળા જ્ઞાતિબંધુઓ એકએકને પિછાનવા અને એકએકની જાહેર હિલચાલોમાં ભાગ લેવા લાગ્યા છે તે આપણા અહોભાગ્યની વાત છે. ભિન્ન ભિન્ન ભાગોમાં વસના સઘળા કૂર્મીઓ ઉપવીત ધારણ કરી, દ્વિજ તરિકેનાં ઉત્તમ કર્તવ્યોને કરતા થકા, સારો આચાર વિચાર પાળી પોતાની પૂર્વંગત મહત્તા પ્રાપ્ત કરવા–કરાવવા એકેપગે થઇ રહ્યા છે, એથી કરી ઉન્નતિ સાધ્ય કરવામાં હવે વિશેષ વિલંબ થાય તેમ જણાતું નથી.

ગુજરાતમાં વસના કૂર્મીભાઇઓ લેઉવા અને કડવા એવી પેટાવિભાગી સંજ્ઞાઓ ધારણ કરી રહ્યા છે. તેઓના સઘળા આચાર વિચાર મળતા છે. પણ રોટી વ્યવહાર હોવા છતાં તેઓમાં બેટીવ્યવહાર નથી; કારણ કે અમુક વર્ષો પૂર્વે કડવા સંજ્ઞાધારક કૂર્મીઓમાં કારણવશાત્ લગ્નપદ્ધતિમાં

અજાયબ જેવો નવો ફેરફાર થયો અને તે લેઉવા બન્ધુઓના પૂર્વજોને પ્રતિકુળ પડવાથી, એ બે સંજ્ઞાધારક બંધુઓમાં બેટીવ્યવહાર બંધ થયો એટલે જુદાઈ પડી ગઈ. બંને વિભાગના વિદ્વાનો અને વિચીક્ષણ આગેવાનો પોતપોતાના વિભાગમાં વિદ્યાની અભિવૃદ્ધિ કરવા સચોટ યત્ન આદરી રહ્યા છે, જેનું રૂડું ફળ આપણે અલ્પ સમયમાં જોવા ભાગ્યશાળી થઈશું.

આપણે હાલ તો કડવા કૂર્મી સંજ્ઞાધારક બન્ધુઓ વિશે વિશેષ પ્રમાણમાં વિવેચન કરવાનું હોવાથી તેમની જુદા જુદા પ્રદેશોમાં ફેલાએલી વસ્તિ વિશે વિવેચન કરવું વાસ્તવિક ગણાશે. તેમની ગુજરાત સિવાય માળવા, સૌરાષ્ટ્ર અને કચ્છ દેશમાં વસ્તિ વિશેષ છે. ( સાથે સાથે લેઉવા બંધુઓ પણ વસે છે.) તે દરેક વિભાગમાં વસી આબાદ થયેલા કડવા કૂર્મીઓની વસ્તિ, વિસ્તાર અને આચાર વિચારનું વિવેચન કરીએ.



## माळवा.



आ प्रदेशमां वसता कडवा कूर्मीओमां मालवीय, निमाडी अने गुजराती एवा एवा सांज्ञिक भेदो छे परंतु अन्योअन्य खानपानादि सघळा व्यवहार सरळ चाले छे.

मालवीय—आ संज्ञाधारक कूर्मीओ प्राचीन समये वीर विक्रमना वारामां आवी वस्या होय तेम कहेवाय छे. ईतिहासना अभ्यासक बंधुने ए ख्यालमां हशे के अवन्ति ( मालवा ) मां वीर विक्रमना राजअमल पूर्वे हिंदना पश्चिम भागोमां—पंजाब, अवन्ति अने गुजरातमां परदेशी हुन, स्कीथीअन, के शक जातिय लोकोनो अमल हतो. तेमने सघळा भागोमांथी हरावी हिंदुस्थाननी सरहद बहार काढी मूक्या, त्यारे पंजाबमांथी पाछा फरतां ते विजयी राजवी, पोतानो अवन्तिनो ऊज्जड प्रदेश फलद्रूप करवानी लालसाथी, केटलाक कूर्मी कुटुंबोने साथे लाव्यो हतो. तेमने संपूर्ण सन्मानथी त्यां राखी दरेक कुटुंबने एक एक गाम वसाववा आज्ञा करी. ते सांभळी आपणी

योग्यताना प्रमाणमां छोटां मोटां गामो वसावी रह्या; एटले राजाए त्रणसें गामोना आगेवान कूर्मीओने पटेलना खिताब आपी तांबा-पत्र पर लेख करी बहु बहु लांबां लांबां खेतरो ईनाम आप्यां. तेओमां 'भाभाराम पटेल' मोटो आगेवान हतो. जमानाना जवा पछी वधतां वधतां तेमनी वस्ति त्रणसोथी वधी त्रणहजार थई पडी सारा मालवामां प्रसरी गई. हाल मालवामां तेमनां लगभग ६००० घरो थयां हशे. तेओ आबाद अने सुखी छे निमाडी कूर्मीओ-आ संज्ञा-धारक कूर्मीओ, असलना वारामां गुजरातमांथी आवी निमाडमां व-स्यानुं कहेवाय छे. गुजरातना राजा भीमदेवना राजअमलमां ज्यारे गुजरातमां भयंकर दुष्काल *पडयो त्यारे घणा कूर्मीओ न्हासीने आ प्रदेशमां आवी वस्या. तेओए पण पोतानी कृषी विद्याथी आ स्थान-मांना ऊज्जड प्रदेशने खेडी खेडी फलद्रूप बनाव्यो अने साथे साथे पोतानी पण आबादी करी. तेओ गुजरातमांथी आवेला होवाथी लांबी मुदते लग्न करवानो रिवाज साथे लाव्या हता, जे तेमणे आ स्थानमां पण जाळव्यो छे. तेओनी रसमो असल माळवामां वसता कूर्मीओथी केटलीक वाते जुदी पडे ते स्वाभाविक छे. हजु तेओमां गुजराती कणबीओनां लक्षणो जणाई आवे छे.

गुजराती कूर्मीओ-संवत १७७५ नी सालमां गुजरातमां 'पंचोतरा' नामथी पंकातो भयंकर दुष्काळ[1] पडयो ते समये एक रुपियानी चार शेर बाजरी वेचाती हती. मनुष्यो कंदमूळ अने झाडनां पांन उकाळीने क्षुधा शांत करतां हतां. लोकोए बे बे रुपियानी किमते पोतानां प्रिय संतानोने वेची दीधां हतां. दुष्काळनी आवी भयंकर दशाने लीधे गुजरातमांथी घणा कूर्मी-ओ माळवा तरफ चाल्या गया हता. तेओमां रुंसात, मांडलोत, मोललावद, भूत, साकरीआ, झालुडया, नांगलुजा, दावडा वगेरे

* 'करण घेलो' स्कुल एडीसन पा. १२.
१. 'कडवा विजय' पु. ५ पा. २४९.

साखोना घणा माणसो हता. तेओ सहकुटुंब महेश्वरमां आव्या. त्यां अहल्याबाई होलकर महाराणीए घाट तथा देवळ अने किल्लो बंधाववानुं काम शुरु करेलुं हतुं. आवा दुःखी अने निराधार जनोने जोई ते दयाळु बाईए कामपर राख्या अने तेओ सहुनो खानपानादि उतारा सुद्धांतनो बंदोबस्त करी दीधो. ए प्रमाणे तेमणे बांधकाम पर आठ महिना काढया. ईश्वरेच्छाथी दुष्काळ मटयो, वृष्टी पण सारी थई एटले आ स्थळे तेमणे धंधोरोजगार सारो जोयो, उपरांत कार्तिक मागसर महिनामां तो सघळां खेतरो धान्यथी भरपुर जोयां एटले तेओनी भावी आशा प्रबल थई. जेथी तेओमांना केटलाक तो धामणुंद, बालसमुंद, कसरावाद वगेरे गामोमां आवी रह्या अने भागथी खेती करवा मांडी. पोताना बुद्धिचापल्यथी सघळा कृषीकारोमां तेओनुं काम नमुनादार देखावा लाग्युं एटले तेओनी कृषीकारोमां सारी नामना थई. भाग्यदेवी पण तेमना पुरुषार्थ पर जाणे प्रसन्न थई होय तेम, तेमनी स्थिति जल्दीथी पलटाई पैसा जमा करता गया, तेम तेम ऊज्जड जंगलो पडतर हतां, ते सघळां राखी, त्यां पोताना बुध्धिबळे कृषीविद्या अजमाववा मांडी. तेमनी शुद्ध निष्ठाथी प्रकृति देवीए पण आशीर्वाद आप्यो; गुजरातनुं ममत्व मुंकी दीधुं. कोई वीश पचीश जण तो पोतानी असल भूमी गुजरातनी, पोतानां गामोनी, कुटुंबनी अने प्रिय जनोनी खबर अंतर लेवा आव्या. तेओए तेमनी पासे निमाडनी भूमीनां एवां तो वखाण कर्यां के केटलाक कूर्मीओनां मन माळवा प्रति आकर्षायां ने तेओ पेलाओनी साथे निमाडमां आव्या. त्यांनी उत्तम प्रकारनी फलद्रूप जमीन अने खेतीवाडी जोई त्यांज वसवाट करवा निरधार्युं, अने तेमणे पण ऊज्जड प्रदेश राखी राखी जमीनो तोडी तोडी खेतरो कर्यां. एवी रीते आ प्रदेशमां आवेला पाटीदारोमांथी

बहुज थोडा पाछा गया हशे.प्रथमना दुष्काळमां आवेला १०-१५ वर्षमां सारी रीते उन्नति करी रह्या, तेथी फरी पण पोतानी सम्पत्ति प्रमाणे मोटां मोटां खेतरो खरीद करीने पोताना अधिकारमां करी लीधां. ई. स. १७८४ सुधी गुजरातमां स्हेज स्हेज आवजावनो सम्बंध थई रह्यो. ते पण काळे करी बिलकुल बंध थई गयो. ते समये तेमनां तेर गाममां मळी लगभग ४०० चारसो घर हतां, परंतु बढतां बढतां हाल तो १४०० सुधी वधी गयां छे. (मात्र गुजराती, निमाडी अने मालवीय घरो जुदां) हाल तेमना जुदा जुदा चार जथा छे.

(१) नर्मदानी दक्षिण तीरे—१ कसराबाद, २ न्हानी कसराबाद, ३ साळदा, ४ सामेडो, ५ भग्यापुर, ६ मोगाउं, ७ मांकडखेड, ८ बडगांव, ९ भीलगांव, १० बालसमुंद, ११ साटकुर, १२काटकुट, १३रेगवां, १४( ) ए गामो महेश्वरनी नजीकनां छे अने एमनुं पंचातीनुं एक ( कसराबाद ) प्रगणुं कहेवाय छे.

(२) नर्मदानी दक्षिण तीरे पश्चिम भागमां—१ कुवाँ, २ केरवां, ३ घटवां, ४ दवाणु, ५ सटराटी, ६ पीपळझोपां, ७ बघाडी, ८ सेमळदो, ९ ऊचावद. ए नव गाम, कुवाँमां लागु थतु पंचप्रगणुं कहेवाय छे.

(३) नर्मदानी उत्तर तीरे—१ मंडलेश्वर, २ चोटयाखरगुंण, ३ धरगांव, ४ नांद्रा, ५ मोगाउं, ६ सुळगांव, ७ झापडी, ८ करोंद्यो, ९ चुनडयो, १० पथराड, ११ पाडल्यो, १२ कसबो, १३ भडसगांव, १४ कवाणु, १५ करोंद्योबीजो, १६ बबलइ, १७ कुंडयो, १८ कवडयां, १९ बीलवावडी, २० मंदोरी, २१ सोमाखेडी, २२ गोलावड, २३ आल्यापुरो, २४ बुदरी, २५ चोली, २६ ढळगांव, २७ गोगाउं, २८ वैमांव, २९ आसतर्यो,

३० कुंड्यो, ३१ करतगांव, ३२ बडनेरो. आ बत्रीश गामो बहु मोटां अने बधारे आबाद छे. तेनुं एक मोटु त्रीजुं पंच प्रगणुं निमायेलुं छे.

(४) नर्मदानी उत्तर तीरे पश्चिम भागमां–१ खल, २ मोरगडी, ३ वैंगणदो, ४ जळकोटी, ५ खार्यो, ६ मातमूर, ७ ईयवदी, ८ वढां, ९ महेतवाडो, १० करोली, ११ समस्तपुरो, १२ काकर्यां, १३ मिरजापुर, १४ पळास्यो, १५ गुलझरो, १६ पन्नाण्यो, १७ विखणुंद, १८ पटलावद, १९ मयगांव, २० डोंगरगांव, २१ लुहारी, २२ चंदावड, २३ घेगदो, २४ पेडमी २५ बगडीपुरो, २६ सुंदरेल, २७ झाकरडु. ए सत्तावीश गामोनुं चोथु पंचप्रगणुं कहेवाय छे.

पंचनुं बंधारण–ए रीते निमाडमां कुल ८२ गामोमां कणबी वसेला छे. तेमनां ऊपर प्रमाणे जुदां जुदां चार पंच–प्रगणां छे. साधारण न्हाना कामनो निकाल तो पोतपोताना पंचमांज सहु करी ले छे,परंतु मोटुं काम होय तो पोतानी नर्मदानी हदमां वसता प्रगणा सुधीनुं पंच विचार करे छे. मोटामां मोटुं काम पडे अथवा कोई मांवदी के लायण–ल्हांणी वांटे त्यारे, चारे प्रगणानुं भेगु पंच मळे छे. लायण कोई प्रगणाने छोडीने करतु नथी परंतु थाय त्यारे चारे प्रगणा सिवाय थती नथी.

पंगत (जमण)–ज्ञातिनी न्हानी मोटी पंगत होय त्यारे, धान लावी सुधारत्राथी लईने दाळ, भात, लाडु, बाट (कंसार) वगेरे रांधी, पीरसवा सुद्धांतनुं काम अमुक अमुक माणसोमां नियमीत होय छे. मोटुं जमण होय तो दरेक काम, गामदीठ सुंपरद करे छे. मांवदीना मांडवाना दिवसे सहु लोको गाडीओ दोडावे छे. जे कोईं प्रगणावाळानी गाडी मंडपमां पहेली आवी पहोंचे छे तेने वधावी लई पागडी दुपट्टा वगेरे आपी शाबासी आपे छे.

लग्नप्रथा—जेम गुजरातमांथी कडवा आवी शांही वस्या छे तेम लेऊवा पण वस्या छे, तेओ बंनेनो लग्नप्रथा न्यारो न्यारो गुजरातना जेवो होवाथी तेमनामां खानपानादि व्यवहार छे परंतु लग्ननो व्यवहार नथी. तेमनी बोली चाली कडवा करतां गुजरातने वधारे मळती छे. मालवीय कूर्मीओमां पण लेऊवानी माफक वरकन्यानी वयना प्रमाणमां दरवर्षे लग्न थाय छे. तेमनुं कहेवुं छे, के अमे पण बे लग्न तो गुजरातनी पेठे बार वर्षीय कर्यां हतां, पण अगवड पडवाथी माताजीनो आज्ञा लईआवी मरजी प्रमाणे लग्न करीए छीये. आम छे छतां बार वर्षीय लग्नवाळा निमाडी अने मालवीय गुजराती साथे तेओनां संतानोना लग्न सम्बंध थाय छे, तेमां पुत्रीना पितानी पद्धति प्रमाणे लग्न थाय छे. कन्यानो बाप, बार वर्षीय लग्नवाळो होय छे तो श्री ऊमिया माताजीनां- गुजरातथी ज्यारे नव के अगीआर वर्षे लग्न आवे त्यारे थाय छे, अने कदी कन्यानो पिता एक वर्षीय लग्नवाळो होय छे, तो पेलो माणस पोताना पुत्रने गमे त्यारे महूर्त प्रमाणे योग्य वयमां परणावे छे. ए रीते बार वर्षनो रिवाज पुत्रीना लग्नमां लागु पडे छे, पण पुत्रना लग्नमां ते रिवाज तोडी नांखे छे. बाकीना बधा निमाडी अने गुजराती संज्ञाधारक कडवा कणबीओ गुजरातमांथी नव के अगीआर वर्षे लग्न आवे त्यारे गुजरातनी रीतेज बाळलग्न करेछे. लग्नीआनुं आवागमन, तेमनुं पूजन, लग्न वधाववां अने वांचवां, मांडवरात्री वगेरे सहु गुजरातनीज पद्धतिए होय छे. वरनो बाप एक रुपियो अने श्रीफल, तथा कन्यानो बाप चार आना ने श्रीफल, माताजीना तेमने आपे छे. प्रजापतनात्यांथी माटीना गणेश लावी स्थापन करे छे. लग्नना दिवसे भण्या न भण्या ब्राह्मण आवी चोरीमां "ब्रह्मा मुरारी, त्रीपुरांतकारी, भानुशशी भौम बुध गुरु शुक्र शनी राहु केतु सर्व ग्रहा शांति कर भवंतुः" ए

ગંબ ભગી, તીલના દાણાને ઘીનો હોમ કરી લગ્ન પરિપૂર્ણ કરે છે. સિવાય બાળકો પરણાવવાની પીડા, કજોડાં, રાંડવું વગેરે અપલક્ષણો ગુજરાતથી સ્વલ્પ પણ ઓછાં નથી. સગાઈ થયા પછી નિમાડી કણબીઓમાં વરનો બાપ સારા મિજબાનોનો સાથે સુખડુ (મીઠાઈ) લઇ કન્યાને ત્યાં જાય છે, ને ગુજરાતી વરનો બાપ કન્યાને વજનવાણું ચઢાવે છે, તેમાં રુપાની ચુડીઓ, સાંકળીઓ, તોડા, કડીઓ, બાઉંઠીઆ વગેરે હોય છે.

નાતરો—નિમાડી કણબીમાં બહુ કઢંગો રિવાજ છે. કોઇ રાંડીરાંડનો વારસો ચુકાવતાં પૈસા ખાઈ ફના કરે છે, કોઇ નાતરાના સંબંધ થયા પછી ટુટફુટ થાય છે, ને કોઇવાર જાણે અજાણે, જીવતા ધણીએ પણ નાતરુ થઈ જવાના બનાવ બને છે, તો પંચ બંને પક્ષનો દંડ કરી ૪૦૦ રુપિયા પંચમાં, તથા ૧૦૦૦ રુપિયા જુના ધણીને અપાવે છે. કોઈવાર કૉર્ટે પણ કામ જાય છે. નાતરામાં કન્યાવિક્રય ગજબ ચાલે છે. કમીમાં કમી પાંચસોથી પંદરસો બે હજાર સુધી અપાય—લેવાય છે. કાચા પાકા નાતરામાં, તાગલી પહેરાવવાની રીત છે. તાગલી પહેર્યા પછી તે બાઈ બીજે જઈ શકે નહિ, પરંતુ મંગલ કે રવીવાર આવે ને માતા પૂજાઈ પાટલાગી જાય ત્યાં સુધી ઘણા પ્રપંચો થાય છે. માતા પુજીને પાટલાગે ત્યારે નાતરાનું પુનર્લગ્ન પરિપૂર્ણ થયું મનાય છે.

મરણ નિમીત્તે જમણ—ન્હાય તેટલી નાની ઉંમરમાં મરણ થયું હોય પણ તે ગયા વિવાહમાં પરણેલ બાળક હોય તોપણ તેના શબને (મડદુ) ગામ બહાર વિસામે લાવ્યા કે રોકકળ કરનારા કરતા હોય પણ પાષાણ હૃદયના જ્ઞાતિજનો સુખડી કરવાનું વિવેચન કરે છે. અર્ધા ત્યાંથી પાછા વળી મરનારના ઘેર આવી, જો તેના ઘરમાં ગહું હોય તો સારુ નહિ તો મૂલ્ય આપી, ખરીદી લાવી, ભરડાવીને ઘી ગોળની સુખડી કરે છે. શબને બાળી ઘેર આવી બૈરાંઓ હોસલા કુટે છે.

( निमाडीओमांथी कुटवानो रिवाज नष्ट थइ गयो छे ) ने मरदो-सौ ज्ञातिना भेगा थई सुखडी जमी जाय छे. आ मोटी हृदयभेदक अप्रासांगिक रीत छे.

मातानुं मंदीर–निमाडमां कणबी आवी वस्या, त्यारे उमिया मातानुं देवळ तो जोईए, तेथी तेमणे धामणुंदमां माताजीनुं मंदीर कर्युं. त्यां घणा कणबीओ रहे छे. माताजीनुं मंदिर त्यां थवाथी बीजा पण त्यां जई वस्या. आठ वर्ष पर चारे प्रगणाना पंचातीआए, बे त्रण हजार रुपिया खर्च करी, मोटुं मंदीर बांध्युं छे.

नामांकित नरो. (१) दशरथ,–सुंदरेल गाम मुकुंदमुकातीन जीवणजी मुकातोए वसाव्युं. तेमां कणबीनां मोटां मोटां गृहस्थ कुटूंबो वसे छे, ते गाममां संवत १९१९मां दशरथ नामे एक सूर्य सम तेजस्वी अने कर्णसम दानेश्वरी पुरुष हतो. ते दरेक याचकनी इच्छानुंसार आपतो. घणीवार पोतानी शीलवती स्त्रीना दागीना पण मागनारने दान करतो. ते ३६ वर्षनी भरयुवान वये मोक्ष-पद पाम्यो. तेनी सती स्त्री तेना शब पाछळ सोळे शृंगार सजी जवा लागी पण लोकोए तेने पकडी पुरी राखी. रात्री समय सुधी शांत रही. सहुना शांत थया पछी, छुपी रीते ते गई अने पतिनी चितामां पडी प्राण तज्यो. ते स्थाने हाल पण सति अने पतिनुं देवळ मोजुद छे.

(२) देवाजी मुकाती,–सुंदरेलनी पश्चिम दिशामां धेंगद गाम देवाजीए वसाव्युं. ते मोटा नामांकित ने ज्ञातिमां सुज्ञ तथा परोपकारी गणाय छे. सारी रीते धन प्राप्त करी ज्ञातिमां उत्तम रीते खर्च करे छे. हाल वय ४० वर्षनी हशे.

जेवा देवाजी मुकाती तेवाज कसरावादमां केशव ऊकाजी परोपकारी, सुज्ञ अने विचारवान पुरुष छे. धरगांवमां–बेचरजी

खालप्या, मुळगांवमां–धनाजी ने कुवाँमां–हीराजी चोवला ने हीराजी मुकाती अने साटकुरमां-देवाजी रोंसात वगेरे. कुवागाम, हीराजी मुकातीना पिता अमराजी, नानाजी, कानाजी अने नारायणजो चार मुकातीओअे मालगुजारो खरीदी अरण्यने नागळ (हळ) लगाडी सुंदरेलथी आवी वसाव्युं. हाल त्यां मोटी वस्ति थई गई छे; वळी महेश्वरनी उत्तरे बडवेल गाम कोंरजीराम मुकातीए वसाव्युं छे. ते भाग्यशाळी अने नामांकित मनुष्य छे.

ए सिवाय दरेक गामे घणाएक वैभवी तथा भाग्यशाळी कणबी वसे छे. तेओना आचार विचार पवित्र छे. तमाकुनुं बिलकुल व्यसन नथी, ज्ञातिनो ते माटे प्रतिबंध छे.

## પ્રકરણ ૨ જું.

### કચ્છમાં કણબીનો વિસ્તાર.




ણબીઓ પોતાના અસલ સ્થાનમાંથી ગુજરાતમાં આવી વસ્યા તે વગેરે હકીકત આપણે આગળનાં પ્રકરણોમાં બરાબર જોઇ ગયા છીએ, પરંતુ ગુજરાતમાંથી કેટલોક ભાગ કચ્છ પ્રદેશમાં કેવી રીતે અને ક્યારે ગયો તે નીચેની બીનાપરથી બરાબર સમજવામાં આવશે.

સને ૧૪૪૯માં એક ઇમામશાહ નામનો સૈયદ, ઇરાનથી હિંદમાં મુસાફરી કરતો ગુજરાતમાં આવી અમદાવાદ નજીકના ગીરમથા ગામની સીમમાં મુકામ કરી રહ્યો. [1]ત્રણ વર્ષથી વરસાદ નહિ વરસેલ હોવાથી તેને ફકીર જાણી સહુ કણબીઓ પુછવા ગયા. તેના કહેવા પ્રમાણે વરસાદ થયો તેથી લોકોની શ્રદ્ધા બેઠી અને તેની ઈચ્છાનુસાર ઝુંપડી બાંધી આપી રાખ્યો. તેનો અજ્ઞાન લોકોમાં તો સારો વકર હતોજ, તેવામાં અમદાવાદનો સુલ્તાન

[1] ‘ગુજરાત સર્વ સંગ્રહ’ પા. ૧૩૭, ૧૫૪, ૪૩૮.

મહંમદ બીજો (ઇ. ૧૪૫૧) નજીકમાં શિકારે આવેલો, તે ત્યાં આવ્યો. તેને પણ અજાયબ થવા જેવો પરચો બતાવ્યો તેથી તેણે પોતાની શાહજાદી તેને પરણાવી. આમ થવાથી ઇમામશાહની એક મહાત્મા તરિકે સારી ખ્યાતિ થઈ. એવામાં કાશી તરફ યાત્રા કરી પાછા વળતાં સુરત-નવસારીનાં ગામડાંના કેટલાક લેઉવા કણબીનો ત્યાં (ગીરમથે) મુકામ થયો. તેમને પણ પીર ઇમામશાહે ચમત્કાર બતાવ્યો એટલે તે સઘળા તેના શિષ્ય થયા. દિન પ્રતિ દિન તેની માનતા ચાલવા લાગી અને નજીક તેમજ દુર દુરના ઘણા લોકો તેના શિષ્ય થવા લાગ્યા. એજ પ્રમાણે કચ્છમાં વાસ કરી રહેલા કણબીઓના પૂર્વજો પણ પરચો જોઈ તેના શિષ્ય થયા અને તેમને અત્રેની જ્ઞાતિ તરફથી વિટંબણા પડવા માંડી એટલે તે સઘળા ત્યાં જઇ વસ્યા, તેની સવિસ્તર હકીકત નીચે પ્રમાણે છે.

**ગામ માનકવા.**-સાખે વેલાણીઃ-તેમના પૂર્વજ પરબત પટેલ ચાંપાનેરમાં પટેલાઈ કરતા. ત્યાં પઢીઆર સાથે વિગ્રહ થવાથી તે ચુંવાળ (વિરમગામ પાસે) માંહેના છનીઆર ગામે આવી રહ્યા. ગીરમથે યાત્રાએ ગયા અને કબીર દિનનો ધર્મ સ્વિકાર્યો. પીર ઇમામશાહના હુકમથી સં. ૧૫૮૦માં વેલો પટેલ તથા નાકર પટેલે વાગડમાં આવી શીકરૂ ગામ વસાવ્યુ ને ત્યાં વેલાસર તળાવ બંધાવ્યું. આ બંને પટેલો પોતાનાં સંતાનોને એક એકના ત્યાં પરણાવી ને વેવાઈ થયા. વેલા પટેલના વંશમાં હરભમજી, તેનો મેગજી, તેનો સવજી, તેના જશાજી અને તેના સં. ૧૬૮૦ માં પાંચ પુત્રો નામે દાતાર, જુજાર, અને ભગત વગેરે થયા. તેમાંથી ગોપાલના વંશનો વાલો પટેલ સં. ૧૭૦૨માં માનકવે આવ્યો, ત્યાંના ગિરાશીઆ સાથે યુદ્ધ થયું, તેથી પશ્ચિમ દિશાએ જેસિંહ, વાલો અને ભાંણેજ ડોસો મરાંણા. ત્યાં હાલ પણ તેમના પાળીઆ છે. એમનો પરિવાર હાલ આ ગામમાં આબાદ સ્થિતિમાં પટેલાઇ કરે છે.

**માનકવા**—સાખે ગોગારી -એમના પૂર્વજો અસલ અડાલજ (અમદાવાદ પાસે) માં રહેતા. ત્યાંથી મહુધા ગયા અને સાતે ભાઈ જુદા પડી નડીઆદ, ઉમરેઠ, બોરસદ, ડાકોર, ખોલેસર, વસો, ઇટોલા વગેરે ગામે ગયા. તેમનો વંશ ગોગામાં આવી વસ્યો; અને ત્યાં અજા પટેલે પીરાણાનો પંથ સ્વિકાર્યો તેથી શીકરે આવ્યા અને ત્યાંથી કેટલાક વખત પછી માનકવે આવ્યા. હાલ પણ તેમના વંશજો આ સ્થળે આબાદ સ્થિતિમાં રહે છે

**માનકવા.**—ચવાણઃ—આ સાખના મૂળ પુરૂષ ધોળકા તાલુકામાં

સાબરમતી નદીના તીરે રાયસંગ બરોડા ગામમાં ગિરાશ હતો ત્યાં રહેતા હતા. તેમાંના સારંગજીએ પીરાણાનો પંથ સ્વિકાર્યો એટલે શીકરે આવી વેલા તથા નાકર પટેલના પ્રથમ આવી વસેલા વંશજો ભેગા રહ્યા ને આબાદ થયા.

**માનકવા**–હલપાણી:–એમના પૂર્વજ અમદાવાદમાં રહેતા, ત્યાંથી બારેજા ગયા અને પીરાણાનો ધર્મ સ્વિકાર્યો એટલે શીકરે આવી વસ્યા. ત્યાંથી માનકવે આવ્યા અને ત્યાં હાલ ઠાકરાણી, ડોસાણી, ભાદાણી અને સોમાણી એવી ચાર સાખો પરથી પિછાનાય છે.

**ગામ ભડલી**–ઠાકરાણી:–એમના પૂર્વજ બારેજા (અમદાવાદ પાસે)માં રહેતા. ત્યાંથી ગીરમથે ગયા અને પીરાણાનો પંથ કબુલ કર્યો એટલે શીકરે આવ્યા. ત્યાંથી કેટલાંક વર્ષો પછી રાજો પટેલ તથા પુત્ર દેવસિંહ પટેલ બંને ખેડોઈ આવ્યા. અને ત્યાંથી સં.૧૬૮૨માં ભડલી ગામે આવી રહ્યા. બીજા ગોવો પટેલ મુળ અમદાવાદ પાસે વસાઇ ટીંબામાં રહેતા ને પીરાણાનો ધર્મ સ્વિકારવાથી તે પણ શીકરે આવેલા, ત્યાંથી સં. ૧૬૯૦માં ભડલીમાં આવી રહ્યા.

**ગામ વિરાણી**–નાકરણી:–આ સાખના નાકર પટેલના પૂર્વજ સોમા પટેલ મૂળ ઉંઝામાં રહેતા હતા. ત્યાંથી તે લાલી (મહેમદાવાદ તાલુકો) આવી રહ્યા. સં. ૧૬૫૦માં પીરાણાનો ધર્મ સ્વિકાર્યો; એટલે શીકરે આવ્યા. ત્યાંથી તેમના નાકર સમાણાં દાગાનો દીકરો સંગો અને પહેચાણનો પુત્ર ભીમજી વિરાણી આવી રહ્યા. હાલ તેમનો પરિવાર આબાદ સ્થિતિમાં તે ગામે પટેલાઈ કરે છે.

**ગામ વિરાણી**–દીવાણી:–એમના પૂર્વજ અસલ અડાળજમાં (અમદાવાદ પાસે) રહેતા. ત્યાંથી ચાર ભાઇઓ મામાને ત્યાં ગીરમથે આવ્યા અને પીરાણા પંથી થયા તેથી શીકરે ગયા. કેટલાંક વર્ષે ત્યાંથી દુધઈ આવ્યા અને ત્યાંથી સં.૧૮૦૫માં આણંદજી પટેલ વિરાણી આવી વસ્યા.

**ગામ વિરાણી**–ગોગારી:–એમના પૂર્વજ ભાલેજ (આણંદ પાસે)માં રહેતા, અને દેશાઈ કહેવાતા. જેસિંહ દેશાઇને ત્રણ પુત્ર હતા. તે માંહેથી બે ઉમરેઠ, કંઓઇ તથા (પાટણવાડામાં) વસ્યા અને ત્રીજો ભાઇ પીરાણા-પંથી થવાથી શીકરે આવ્યો. તેના વંશમાં મુળજી પટેલ થયા. તેના જસોજી, હરગોવિંદ અને ભીમજી ત્રણ ભાઇઓ સં. ૧૮૧૩માં વિરાણી આવી વસ્યા અને તેમનો પરિવાર આબાદ થયો.

**ગામ અંગીઆ**–ચોપડા:–મૂળ પુરૂષ દેવજી પટેલ ઉંઝામાં રહેતા.

ત્યાંથી મેળામાં ગીરમથે ગયા અને પીરનો ધર્મ પાળ્યો તેથી શીકરે ગયા. ત્યાંથી કેટલાંક વર્ષે પછી તેમનો પુત્ર જસોજી સં. ૧૭૬૮માં અંગીએ આવી વસ્યા.

**ગામ કોટડા**–આ ગામમાં વસ્તા કણબીઓ અસલ અમદાવાદના વાસી હતાં; પરંતુ ગીરમથે ગયા અને પીરાણાનો પંથ સ્વિકારવાથી ગામ શીકરે સં. ૧૭૬૫માં આવ્યા અને ત્યાંથી કેટલાંક વર્ષો પછી દુધઈ આવ્યા. ત્યાંથી પણ સં. ૧૮૨૩માં માધો પટેલ તથા જીવો પટેલ આવી કોટડે વસ્યા. તેઓની અસલ શાખ પારેખની હતી; પરંતુ છ ભાઇનો વંશ એક એક પુત્રથીજ છ પેઢી સુધી ચાલ્યો તેથી છ ભઇઆ કહેવાયા છે.

**ગામ નખત્રાણા**–પોકારઃ–એમના અસલ પુરૂષો મેસાણામાં રહેતા. ત્યાંથી નીકળી કાનમમાં આવ્યા. સં. ૧૭૧૯માં પીરનોધર્મ પાળ્યો. એટલે પુંજો પટેલ શીકરે આવી વસ્યા ને ત્યાંથી દુધઇ આવ્યા અને ત્યાંથી પણ અબજી, જસો અને હરજી પટેલ ત્રણ ભાઈ સં. ૧૮૨૮માં નખત્રણ આવી રહ્યા.

**ગામ નખત્રાણા**–રામાણીઃ–એમના પુર્વજો ભાલેજ (આણંદ પાસે)થી સં. ૧૫૯૨ના કારતક સુ. ૨ પીરના ધર્મમાં આવ્યા અને ગુજરાત છોડી શીકરે વસ્યા. કેટલાક કાળે તેમના વંશજો નખત્રણ આવ્યા. તેમાંના કેશરાના વંશનો ખેતો, તેનો નારાયણ, તેનો ગોપાલ એ રામાણી તે જેરાજ લીંબાણીની પુત્રી સાથે પરણ્યા. તેમનો વંશ હજુ નખત્રણમાં છે.

**ગામ નેત્રા**–સાંખલાઃ–તેઓ અસલ ઉંઝામાં રહેતા અને ત્યાંથી આણંદ ગયા ને ત્યાં પટેલાઈ કરી, તેમાંથી એક પુરૂષ માળવે, એક નારદીપુર (કલોલ તાલુકો) અને એક શીકરે આવી રહ્યો. તેના વંશજ માણેકવાડા અને ત્યાંથી બઢારમોર આવ્યા. વાસણનો વંશ ભાદરણ (તા. આણંદ)માં ગયો ને તેના બીજા પિત્રાઇ બાવળે (તા. ધોળકા) રહ્યા. અબજીના પુત્ર ધનજી, રતનો અને લાલજી શીકરેથી નેત્રા આવ્યા. હાલ તેમનો તથા રતનાનો વંશ વેકરા ગયો છે.

**ગામ વિથોણ**–સુરાણીઃ–એમના વડવા સુનાવમાં (ચરોતર) રહેતા. પીરનો ધર્મ સ્વિકારવાથી શીકરે આવવું પડયું. ત્યાંથી માનકવે ગયા, ત્યાં ગિરાશીઆ સાથે લડાઈ થઇ તેમાં ગોપાલ મરાયો, જેની દેરી પશ્ચિમ ભણી હાલ પણ છે; એટલે ગોપાલના પુત્ર મનજી તથા વિશ્રામ સં. ૧૮૦૧માં વિથોણ આવી રહ્યા, જેમનો પરિવાર હાલ પણ ત્યાં વસે છે.

**ગામ કરઓઇ**-ભાવાણીઃ-અસલમાં વસો (ચરોતર)થી ભાવા પટેલ શીકરે આવ્યા; ત્યાંથી કાળે કરી તેમના વંશજો માણેકવાડા ગયા, ત્યાંથી તેમનો વંશ ધમડકે વસ્યો; ત્યાંથી હરજી પટેલનો પરિવાર કરઓઈ આવ્યો ને કુવો બંધાવ્યો, જ્ઞાતિ જમાડી, બારોટને સં ૧૮૩૧માં ઘોડીનું દાન આપ્યું અને પટેલાઇ કરી.

**ગામ નખત્રાણા**-લીંબાણીઃ-એમના ઘરડા અડાલજ (તા. અમદાવાદ) માં રહેતા. ત્યાંથી નડીઆદ ગયા. તેમના વંશજ ગોવા પટેલને જેરાજ, જીવો, અને વાસણ નામે ત્રણ પુત્ર હતા. તેમાંથી એક માળવે, બીજો કંઓઈ અને ત્રીજો ગીરમથે ગયો. બીજાએ ને ત્રીજાએ પીરાણાનો ધર્મ અંગીકાર કર્યો તેથી સં. ૧૭૬૫ માં તેઓ શીકરે આવ્યા. જીવાનો પરિવાર રામજી, ધનજી અને ગોરો ત્રણ ભાઇ સં. ૧૭૯૮ માં નખત્રાણા આવ્યા. ગોરાનો પુત્ર અણદો, તેનો પેથો, તેનો કેશરો પટેલ, ને તેના ભોજા પટેલ થયા. તે ભોજા પટેલ નખત્રણથી સં. ૧૯૦૩ની સાલે માતૃપક્ષમાં વિરાણી આવી રહ્યા. તેમના રામજી તેમના નારણજી તથા વાલજી અને વાલજીના જીવરાજ તથા વેલજી બે પુત્રો છે.

**ગા. મથલ**- પોકાર;- તેમના વડવાઓ નડીઆદમાં રહેતા. ત્યાંથી મગન પટેલ કાનમમાં વસ્યા ને ત્યાંથી તેના પુત્ર હંસરાજ અને મોહન ગીરમથે આવ્યા. સં. ૧૭૧૦ માં પીરાણાનો ધર્મ લીધો તેથી શીકરે આવી રહ્યા. ત્યાંથી હંશરાજના પુત્ર દેવસિંહ તથા મેઘજી સં. ૧૭૪૨ જેઠવદ ૧૨ ના દિવસે મથલ આવ્યા, ત્યાંના ગિરાશીઆએ તેમને પટેલાઈ આપી. મેઘજીનો પુત્ર હરભમ, તેનો શીવજી વગેરે પરિવાર આજે મથલમાં છે.

**ગા. ગડાંણી**-લીંબાણીઃ—મૂળ ગામ ઉંઝે રહેતા, ત્યાંથી બાવળે વસ્યા. ત્યાંથી ગોવીંદ પટેલનો વંશ આણંદ આવ્યો, ત્યાંથી તેના વંશ ૮ અરજણના પુત્રો છગન, હરગોવીંદ અને ગોવિંદ ગામ લાલી (તા. મહેમદાવાદ) આવ્યા ને ત્યાંથી અમદાવાદ આવ્યા. પીરાણાનો પંથ કબુલ કર્યો તેથી સં. ૧૭૮૨માં કાનજી તથા નારણ બંને ભાઇ માણેકવાડે આવ્યા ને ત્યાંથી ભડલી ગયા ને ત્યાંથી સં. ૧૮૧૩ માં કાનજીનો વંશ ખેતો ને અબજી બે ભાઇઓ તથા બ્હેન જસુ ને ભાણેજ નથુ ગડાણી આવી વસ્યા.

**ગા. ખોંભડી**-પોકારઃ- અસલ ઘરડાઓ ધોળકા રહેતા હતા. ત્યાંથી પચાણ પટેલ સં ૧૬૮૩માં ગીરમથે આવ્યા ને પીરનો ધર્મ પાળ્યો તેથી

તે શીકરે આવ્યા. ત્યાંથી વેલાણીમાં વસ્યા. પચાણ પટેલના વાલજી, રતનો અને મેઘજી ત્રણ પુત્રો હતા. તેમનો પરિવાર સં ૧૭૦૪ માં ખોંભડીમાં આવી રહ્યો. મેઘજીનો પુત્ર માધો થયો. તેના અબજી અને પાંચો થયા. પાંચાના પુત્ર મનજી, રામો અને વિશ્રામ થયા.

**ગામ મગવાણા**–ચોપડા:--અસલમાં તેમના પૂર્વજ નાગજી પટેલ ઉંઝાથી નીકળી સાણંદ વસ્યા. ત્યાંથી અમદાવાદ આવી પીરનો ધર્મ માન્યો અને સં ૧૬૭૧ માં શીકરે આવ્યા. ત્યાંથી તેમના વંશજ જસો અને જીવરાજ અંગીએ આવ્યા ને ત્યાંથી સં ૧૮૧૮ માં જીવરાજના પુત્ર ધનજી તથા પૌત્ર ગોરો અને કચરો ગામ મગવાણા આવ્યા અને ત્યાં પટેલાઇ કરી આગેવાન ગણાયા.

**ગામ દર્શડી**–પોકાર (હાલ બાથાણી):–મૂળગામ ધોળકાથી હાલાપટેલે સારંગ ચોહાણ સાથે ગીરમથે આવી પીરનોધર્મ સ્વિકાર્યો, તેથી સં. ૧૫૯૮ માં નાકર તથા વેલા પટેલના કુટુંબમાં શીકરે આવી રહ્યા. સં ૧૬૬૪માં હાલાના પુત્ર રામજી તથા જેસિંહ ખેડોઇ આવ્યા. એક ભાઇનો નિર્વંશ ગયો. જેસિંહના અરજણ અને દેવસિંહ થયા. દેવસિંહનો પુત્ર મનજી સં. ૧૭૦૪માં માનકવે વસ્યા. મનજીને રતનો અને લખુ બે પુત્ર થયા. લખુનો પુત્ર અબજી સં. ૧૭૮૪ માં દર્શડી આવી વસ્યો અને પટેલાઈ કરી ગામમાં પીરાણાના ધર્મનું સ્થાનક બાંધી જ્ઞાતિ જમાડી. અબજીને ડુંગર, ગોપાલ, લક્ષ્મણ અને કરસન ચાર પુત્ર થયા. કરસનને પુત્ર સેવજી તથા ભાણજી થયા. લક્ષ્મણને પુત્ર વાલજી તથા પુત્રી હીરબાઈ અને ગોપાલને પુત્ર દેવસિંહ તથા રતનો અને ડુંગરને પુત્ર ભાણજી તથા રતનબાઈ ને માનબાઇ પુત્રી હતાં. એ વગેરે અબજી પોકારનો વંશ છે.

આ પ્રમાણે વિક્રમના પંદરમા તથા સોળમા સૈકામાં તેઓએ પોતાનો અસલ હિંદુ ધર્મ બદલી મુસલ્માનને ગુરૂ કર્યા, તેથી તેમને કુટુંબ, જ્ઞાતિ અને ગામ સાથે પણ કલહ થાય તે સ્વાભાવિક છે, તેથી ધાર્મિક અગવડને લીધે સઘળા પીરાણાપંથી કણબીઓ ક્રમે ક્રમે ગુજરાતના ભિન્ન ભિન્ન ભાગોમાંથી નીકળી વાગડ (કચ્છ) માં શીકરા ગામે આવ્યા, અને ત્યાં પોતાના સહોદર સમાન સ્વધર્મીઓ સાથે મળી જુદી જ્ઞાતિ કરી. કચ્છનો પ્રદેશ વર્ષો થયાં ખેતીવાડીમાં પછાત હતો તેથી ગુજરાતના કાબેલ ખેડુતો કચ્છના રાવને અનાયાસે મલવાથી, તેણે તેમનો સારો સત્કાર કરી જમીનો આપી તેથી



દેસાઇ અમરસિંહ દેસાઈભાઇ વકીલ, ધ્રાંગધરા.

The Lakshmi Art  Bombay



કૉન્ટ્રાકટર નારાયણજી રામજી મીસ્ત્રી, વિરાણી

તા. નખત્રાણા (કચ્છ.)

The 'Lakshmi Art',- Bombay.

શીકરેથી પછી સહુ સવડે સવડે જુદાં જુદાં ગામોએ જઈ રહ્યા અને આબાદ થયા. જો કે તેમણે મુસલ્માનને ગુરૂ કર્યા હતા તોપણ તેમની સઘળા પ્રકારની રીતભાત હિંદુનીજ હતી. તેઓ માત્ર વાર્ષિક ભેટ પીરાણે મોકલતા; સિવાય મુસલ્માનનું એક પણ વર્તન તેમનામાં નહોતું. આ પ્રમાણે કેટલાક કાળ પર્યંત ચાલ્યું. તેમની વસ્તિ વધી પ્રથમનાં ૧૨-૧૩ ગામોનાં ૨૫-૩૦ ગામો થયાં. તેવામાં તેમને ત્યાં એકાદ વિવાહ પ્રસંગે પિરાણાનો ધર્મગુરૂ પ્રાગજીકાકો, જે મહાકાબેલ હતો, તે આવ્યો અને તેમને હિંદુથી નિરાળા કરી શુદ્ધ પીરનાઅનુયાયી બનાવવા ખટપટ કરી, વહીવંચા તથા ગોર સાથે તકરાર પડાવી; તેનો મર્મ ન સમજતાં બિચારા અંધશ્રદ્ધાળુ કણબીઓએ, તે પ્રાગજીકાકાની સલાહ પ્રમાણે નખત્રાણા ગામે મળી, ગોર તથા વહીવંચાને સદાને માટે તજીદેવાનો ઠરાવ કર્યો જે નીચે પ્રમાણે છે.

## ઠરાવ.

"સં. ૧૮૩૨ના પોષ વદ ૧૩ ને દીને ગામ શ્રી નખત્રણ મધે ગ્નાતિ પંચ ભેળા થઇ બારોટ—ગવરીદાસ શાંમદાસ તથા ગોર જાની દયાશંકર ભગવાનજીને રજા દીધી છે. આજ દિવસ પછીથી બારોટ પાસે વહીવંચો લખાવવો નહીં, તેમ બારોટને કાંઈ પણ આપવું નહીં, તેમજ ગોર દયાશંકર ભગવાનજીના વંશજ, તેમજ કોઇ પણ બ્રાહ્મણ પાસે ચોરી તથા લગ્ન પ્રસંગે પણ કાંઈ કર્મ કરાવવું નહીં, ને કોઇ ભાટ તથા બ્રાહ્મણને માનશે તે નાતનો ગુનેગાર છે. બાવા ઈમામશાના ધર્મને માનનાર આપડા કણબી ભાઈઓ જેણે સં. ૧૫૯૨ ના કાર્તક શુદ ૨ શુક્રવારે બાવાનો ધર્મ અંગીકાર કરેલ છે, તે ભાઇઓએ આજદિવસ સુધી વહીવંચો લખાવ્યોછે અને બ્રાહ્મણો પાસે સુતકકર્મ, મરણની ક્રિયા તથા લગ્નની ક્રિયા કરાવી છે, પણ હવેથી આપણા ગુરૂ ઇમામશાના ધર્મનો ખરો રસ્તો બાવા ઇમામશાના વંશના સહીદો તથા હાલે જે પીરાણાની ગાદી ઉપર ટિલાએત કાકા પ્રાગજીના હુકમથી અને ધર્મને સમજીને બ્રાહ્મણ તથા ભાટને નહીં માનવા. નીચે મુજબ ગામના પટલીઆનો પંચ ભેગો થઈ ઠરાવ કર્યો છે તે આપડી આખી નાતને કબુલ મંજુર છે.

૧. ગામ નેત્રાના પટેલ લખમણ સૂત નારણ નાકરાણી, પટેલ નારણ આખજીઆણી, તથા પા. સામા ભાવાણી.

૨. ગામ વીરાણીના પા. માંડણ તથા રૈયા નાકરાણી, પટેલ પાંચા પાંચાણી, લાધા દીવાણી, તથા માના બાથાણી.
૩. ગામ શ્રી વિથોણના પા. દેવજી, ભગત કાનજી, ગણેશ સેંધાણી, વાલા નાંધાણી, તથા વસરામ સૂરાણી.
૪. ગામ શ્રી નખત્રણના પા. ભોજા માંનાણી, પા. સૂરા, પા. નાંયા સેંધા, ગોરાવાલા, દેવરાજ, તથા કમા સુરાણી.
૫. ગામ મથલના પા. હરભમ પોકાર, મેઘા નાંનજીઆણી, તથા રતના ચોધરી.
૬. ગામ શ્રી ગડાણીના. પા. કેસરા, નીરજી, તથા પેથાપોકાર..
૭. ગામ શ્રી ખોંભડીના પા. પાંચા, તથા અબજી પોકાર.
૮. ગામ શ્રી અંગીઆના પા. અખઈ, મેઘા, માંના, તથા કાનજી પારસીઆ.
૯. ગામ શ્રી ડોઝાપરના પા. મનજી સોમજાંણી. પા. સુરા, મુખી જીવા, તથા ભીમા રઘઆણી.
૧૦. ગામ દર્શડીના પા. ડુંગર, ગોપાલ, લખમણ, કરસન પોકાર, દેવજી સેંધાંણી, ખેના પુંજાંણી, તથા હરભમ.
૧૧. ગામ શ્રી સરવાના પા. કેસરા, તથા કરસન હરજી પબાણી.
૧૨. ગામ શ્રી કરઓઈના પા. દેવસી, તથા મૂળા.
૧૩. ગામ શ્રી મગવાણાના પા. ગોરા ચોપડા, તથા કચરા.
૧૪. ગામ શ્રી ભડલીના પા. ગોવા ઠાકરાણી, તથા માંડણ ભોજાંણી.
૧૫. ગામ શ્રી માનકવાના પા. કરમસી, સુત ભીમજી, ધનજી, રામજી, તથા કરસન.

નાત સમસ્ત મળી ખાંનામાં, ગામ નખત્રણનામાં, બાવાના પાટ આગળ, ધુપ દીવો કરી ઇમામસાના ધર્મના માટે નક્કી કરી, ગોર દયાશંકર ભગવાનજી તથા ગવરીદાસ સામદાસને રજા દીધી છે. આખી નાતે મળીને કહ્યું કે સં. ૧૫૯૨ ના કાર્તક સુદ ૨ શુક્રવારના દહાડાથી ધર્મ ઈમામસાનું લીધું છે, તે આજદીન સુધી ગોર તથા ભાટને પાસે પોતાનો વહીવંચો તથા ક્રીયા કરાવી, હવેથી નહીં, તે દાનકી સંવત ૧૮૬૨ના વરખે પોષ વદ ૧૩ને દને રજા દીધી છે, તે માટે આજદન પછી બ્રાહ્મણ કે ભાટને આવે તો ઉભા રહેવાની આંટ નહીં. આજદીવસ પછી ગોર તથા ભાટને માનસે તે નાતનો ગુનેગાર થાસે. બાવા ઇમામસાના ધરથી નાત બહાર છે. તે ગામ શ્રી નખત્રણાના ખાંનામાં બાવાના પાટ આગળ ધુપ કરીને આખી નાત મળીને લખત કીધું છે. અને કાકા પ્રાગજીના તથા બાવા ઇમામશાના વંશના સૈયદ વલીમાઆંની

રૂબરૂ પ્રતિજ્ઞા કરી છે, તે આખી નાતને વંશ પરંપરા કબુલ મંજુર છે. આ લખતનો મસુદ્દા ગામ વીરાણીના કણબી માંડણ અખીઆણી તથા વીરજી વેલાણી તથા નાત સમસ્ત મળી પહોર દિવસ ચડે કર્યો છે."

આ બનાવ પછી બારોટ અને બ્રાહ્મણોની તદ્દન ગેરહાજરીમાં તેઓને પોતાની અસલ સ્થિતિનો ઇતિહાસ બિલકુલ વિસ્મૃત થઇ ગયો, તે એટલે સુધી કે, તેઓ અસલ 'ચોરી અને ચિતા'એ ચડતા હતા, તે વાત માનવી પણ મુસ્કેલ થઈ પડી. વખત જતાં તેમનું વર્તન તદ્દન જુદાજ પ્રકારનું થઇ ગયું. સઘળી શુભ અને અશુભ ક્રિયાઓ પીરાણાના પ્રતિનીધિ તરિકે ગામનો મુખ્ય પટેલ કરાવવા લાગ્યો. હાલ ધર્મમાં તેઓ શિવોહં શિવોહં એ મંત્રની માળા ફેરવે છે. [1]ઇમામશાહની બનાવેલી શિક્ષાપત્રી વાંચે છે. બારે માસની બીજ અને ગુરૂવારે અપવાસ કરે છે, રોજા મહિનો કરે છે, પણ તાબુત કાઢતા નથી, સુન્નત કરાવતા નથી. દાઢી રખાવતા નથી. બ્રાહ્મણ પાસે કોઇ ક્રિયા કરાવતા નથી. મઠના ગુરૂ જે કણબી કાકા કહેવાય છે તેમને દાટે છે. અને શિષ્યોનાં મડદાંને બાળી તેનાં વધેલાં હાડકાં પીરાણે દટાવે છે. આ પ્રમાણે ઘણા કચ્છી કણબીઓનું વર્તન છે. છતાં હજુસુધી કોઇ પ્રકારનો ખાનપાનાદિનો ભ્રષ્ટાચાર થયો નથી, તેમ થતો પણ નથી. આ ધર્મના કેટલાક કણબી અનુયાયીઓ અમદાવાદ તળમાં તથા ગુજરાતનાં અન્ય ગામોમાં પણ છે.

પીરાણા પંથીઓ આ પ્રમાણે એકજ લાકડીએ ગામ હાકતા હતા, તેવામાં સ્વામીનારાયણના સાધુઓના ઉપદેશથી ગામ રેવાપરના કેશરા પટેલને કાંઇક ભાન થયું અને તેના પૂર્વજોની થએલ ગંભીર ભુલ જણાઇ આવી, એટલે તે ડાહ્યા, દૃઢ મનના અને ધર્મસુધારક વીરનરે તરતજ વધારે મોડુ થઇ જાય તે પહેલાં ભુલ સુધારી–પીરાણાના પંથને પગેલાગી (તજીદઇ) સ્વામીનારાયણનો શિષ્ય થયો. કચ્છી કણબીઓમાં હાહાકાર થઇ ગયો. સઘળાએ એકઠા થઈ તેનો સર્વાંશે બહિષ્કાર (નાતબહાર) કર્યો; એટલુંજ નહિ પણ તે અજ્ઞાન દશાવશ કણબીઓએ પોતાનો વાડો કુદાવી બહાર જનારા તે કેશરા ભક્તપર અનેક પ્રકારના અત્યાચાર ગુજાર્યા, જે તેણે શાંતિથી સહન કર્યા, અને ઇશ્વરમાં શ્રદ્ધા રાખી પોતાના અન્ય બન્ધુઓને પણ સદુપદેશ દેવો ચાલુજ રાખ્યો. તેના સત્સંગથી વખત જતાં કેટલાકે જુદા પડી સ્વામીનારાયણનો સંપ્રદાય

[1] "ગુજરાત સર્વ સંગ્રહ. પા. ૧૩૭–૪૨૮."

સ્વિકાર્યો અને ધીમે ધીમે તે સંખ્યા વધવા લગી. હાલ તેઓ બારસેંહ જણ થઈ ગયા છે. કચ્છના કણબીની આવી દયાજનક દશા સુધારવા, એક દયાળુ, પરોપકારી પરમહંસ સ્વામી જ્ઞાનાનંદજીએ ગઢશીશાના પ્રખ્યાત પંડીત પીતાંબરજી (વિચારસાગરના ટીકાકાર) ની સલાહથી કેટલાક સમય પછી પ્રયાસ કરવા માંડયો; જેના પરિણામે એક પછી એક ગામો પીરાણા-પંથની સાંકળમાંથી અંકોડાની માફક છુટાં પડવા લાગ્યાં અને સહુએ વેદ-ધર્મ અંગિકાર કરી ઉપવીત ધારણ કરી.

સ્વામીજીના પરદેશ જવા પછી કણબી આગેવાનોએ વેદધર્માનુયાયી સ્વામીજીના સઘળા શિષ્યોને, દંડી દંડી, જુલ્મ કરી કંઠીને ઉપવીત ઉતરાવી નાંખી, પાછું ચાલતુ હતુ તેમજ પીરાણાપંથનું જોર ચલાવ્યું. ઝીંઝાઈ ગામના વૃદ્ધ પટેલ માનાભાઇએ અનેક સિતમે પણ લીધેલો ધર્મ ન બદલ્યો. આખરે સં. ૧૯૫૨–૫૩માં પોતાની માતાના મરણ વખતે, કોઇએ મુડદુ ન ઉઠાવ્યું તેથી ડરી જઈ, કંટાળીને દંડ આપી પાછો પીરાણાપંથીઓમાં પેઠો અને ચાલતું હતું તેમ ચાલવા લાગ્યું; પરંતુ ચારસો વર્ષથી ચાલતો જમાનો હવે બદલાયો હતો. ભાગ્યદેવીએ પણ કણબી પ્રતિ કરૂણદ્રષ્ટી કરી હતી, તેથી ખેતીવાડીમાંજ માત્ર જીવન ગાળનારા કણબી પુત્રો હુન્નર ઉદ્યોગ માટે દેશ છોડી પરદેશ જવા લાગ્યા. ત્યાં દેશાટણથી જ્ઞાન વધે છે, તે સિદ્ધાંત તેમને યથાર્થ ફળદાઈ બન્યો. પરદેશમાં જુદી જુદી હિંદુકોમો સાથે પરિ-ચયમાં આવતાં આંખ ઉઘડી અને પોતાના ધર્મપ્રતિ, એક સાચા હિંદુ તરિકે તિરસ્કાર આવવા લાગ્યો. તેમાં સુધારો કરવા કેટલાકની ઉર્મિઓ ઉછળવા લાગી, પણ પોતાના પહેલાં આવો પરમાર્થ કરનારાને વારંવાર વેઠવો પડેલો ત્રાસ મનમાં તાજો હોવાથી કેટલાક આરંભશુરાઓની ઉછળતી ઉર્મિઓ ઉંડી દબાઇ ગઈ; પરંતુ કેટલાક સાચા શુરાઓને તો "**क्षणमपी सज्जन संगतिरेका भवति भवार्णव तरणे नौका.** એટલે કે એક ક્ષણભર કરેલો સત્સંગ સંસાર સમુદ્ર તરવાને નૌકા થઈ પડે છે; ઉદ્ધારક લાગણી, વિટંબણાના ડરથી ઉંડી ન જતીરહેતાં વિશેષ તીવ્ર બની અને આખરે કોઇ પણ કુટુંબીની, જ્ઞાતિજનની કે માતપિતાની સલાહ લીધા વિના માત્ર સાતજ જણે પીરાણા વિરૂદ્ધ, ધર્મ-ધ્વજ ખડો કરી વિગ્રહ આરંભ્યો, જેની સવિસ્તર બીના, નીચે પ્રમાણેના મીસ્ત્રી નારણજીભાઈના જીવનવૃત્તાંત પરથી સમજાયા સિવાય રહેશે નહીં.

——

## રા. નારાયણજી રામજીભાઈ મીસ્ત્રી. (મુંબાઈ.)

આ હિંમતવાન યુવાનના પિતાજી રામજીભાઈ ભોજાભાઇ લીંબાણી, કચ્છ દેશના નખત્રાણા તાલુકાના વિરાણી ગામના વાસી છે. પોતે કેળવાયેલા, પરોપકારી અને બુદ્ધિશાળી શિલ્પશાસ્ત્રી હોવાથી, રાજ્યના ઇજિનેરી ખાતામાં મીસ્ત્રી તરિકે માન સાથે નોકરી કરી છે, તેથી તેઓ માત્ર પોતાની જ્ઞાતિમાંજ નહિ, પણ કચ્છના ઘણા ભાગમાં પ્રસિદ્ધ છે. તેમના ત્યાં સંવત ૧૯૩૯ ના વૈશાખ શુ.૧૫ ભોમવારના શુભદિવસે (તા.૨૨-૫-૮૩) રા. નારાયણજીનો જન્મ થયો હતો. બાળવયની બાળલીલા પરિપૂર્ણ થતાં નવ વર્ષની વયે તેમને વિરાણીની ગ્રામ્યશાળામાં વિદ્યાભ્યાસ માટે મુંકવામાં આવ્યા, જ્યાં પાંચ વર્ષ સુધી અભ્યાસ કરી, ૧૩ વર્ષની મુગ્ધવયે ગુજરાતી પાંચમી ચોપડીની પરિક્ષા શાહબાસી સાથે ઉંચા નંબરે પાસ કરી. ગ્રામ્યશાળામાં એ કરતાં વિશેષ વિદ્યાભ્યાસની જોગવાઇ ન હોવાથી તથા આગળ અભ્યાસ કરવા દુરના શહેરમાં બાળકને મોકલવાની અગવડ હોવાથી, રા. રામજીભાઇએ પુત્રનો અભ્યાસ એટલેથીજ દિલગીરિ સાથે પતાવ્યો, અને એટલી ન્હાની વયમાંથીજ તેને શિલ્પશાસ્ત્રનો સ્વાનુભવી અભ્યાસ કરાવવા, એક કારીગર તરિકે પોતાની દેખરેખ નિચે કામે લગાડયો. જેમ ઉતમ હીરો ઉત્તમ ઝવેરીના હાથે સરાણ પર ચઢતાં અજાયબી પમાડે તેવું નુર પ્રકાશી દીપી ઉઠે છે, તેમ આ બાળક પોતાના પિતાના ધંધામાં પૂર્ણતા પામ્યો એટલું જ નહિ, પણ નકશીદાર રૂપ કામ પણ ઉત્તમ રીતે શીખ્યો અને કેટલીવાર તો મકાનો અને પુલોની કમાનો વગેરેના ગુંચવાડા ભરેલા શીલ્પ શાસ્ત્રના ગુઢ પ્રશ્નોથી પોતાના પિતાને પણ વિસ્મય પમાડતો; તેથી તે વિદ્યા પ્રતિ તેની અભિરૂચી જોઇ, તેની વિનતિ પરથી તેને તે કળામાં પારંગત કરવા મુંબાઇ શહેર તરફ રવાના કર્યો.

દુનીઆના પૂર્વ પશ્ચિમના દેશોની કારીગરીના ખજાના રૂપ મુંમ્બાપુરીમાં આવતાંજ, યુવાન નારાયણજીને જાણે કોઇ નવિન સૃષ્ટિમાં પગ દેતો હોય તેમ લાગ્યું. પોતાની બુદ્ધિ પણ મુંઝાઈ જાય તેવાં શીલ્પશાસ્ત્રનાં એક બીજાથી ચઢી જાય તેવાં અપાર કામો અને કારીગરી જોઈ તે મોહ પામી ગયો. લગભગ એક બે માસ તો તેણે શીલ્પકલાના નમુનારૂપ ગણાતાં ઘણાં મહાલયો બારિકીથી જોવામાંજ વિતાવ્યા. જેમ પોતાની શક્તિના અભાવે એક નિરમાલ્ય નર, મુસ્કેલીઓ જોતાં નિશાસા નાંખી નાસીપાસ થાય છે, તેમ ન થતાં, સર્વ શોભાના સમુદ્રરૂપ મુમ્બાપુરીમાં, પ્રકૃતીદેવીએ બહોળા હાથે પાથરેલી

કારીગરી અને વૈભવનો, કુદરતના એક પુરા પુરૂષાર્થિ પુત્ર તરિકે પોતાનો, પુરૂષાર્થના પ્રમાણમાં તે સઘળું પ્રાપ્ત કરવાનો અબાધિત હક છે, તેમ તે સમજવા લાગ્યો; અને દિનપ્રતિદિન નવિન નવિન જોવાથી, તેની નસોમાં આશા ભરેલું નવિન લોહી ઉમંગભેર દોડવા લાગ્યું. આવા વિશાળ શહેરમાં કોઇની પિછાન ન હોવાથી એક બાહોસ કૉન્ટ્રાકટરને ત્યાં હાથે કારીગરી કરવા પગારદાર તરિકે જોડાઇ તેણે પોતાનું પ્રારબ્ધ અજમાવવા પુરૂષાર્થ શરૂ કર્યો. વખતના વહન સાથે તેણે પોતાના કામથી ઉપરીનું મન હરણ કર્યું. હથીઆર છોડી દઈ તેને નકશી ટાંકણાં સોંપાયાં અને રૂપકામમાં પણ પાસ થયો. એ પ્રમાણે એક વર્ષમાંતો મુંબાઇના ઇજનેરી ખાતાની સંપૂર્ણ માહિતી મેળવી તરતજ તેણે સ્વતંત્ર રીતે મકાનો બાંધવાનું સાહસ કર્યું. વડગાદીપર શેઠ કેશવજી દામજીનો પ્રથમ માળો બાંધ્યો, પછી માંડવીબંદરના પણ બીજા કેટલાક બાંધ્યા અને તેની મ્યુનિસિપાલીટીમાં, ઇજનેરોમાં, શેઠીઆવર્ગમાં અને કોન્ટ્રાકટર વગેરે કારીગર વર્ગમાં તે એક નામાંકિત નર તરિકે પિછાનાયો. સારા સારા સદ્દગૃહસ્થોમાં જતો આવતો થતાં, જાહેર પેપરો વાંચવાના શોખથી તેની વાંચન તરફ રૂચી વધતી ગઇ; જેનાવડે તે ગુજરાતી પાંચ ચોપડીનો વિદ્યાર્થી સાહિત્યનો સમજદાર શોખીન બન્યો. દેશના ઇતિહાસો, નામાંકિત નરો, સુધારકો, ઉદ્ધારકો વગેરેનાં પુસ્તકો વાંચતાં, તે લાગણી વાળાને રોમાંચ થતાં હતાં. ધર્મગ્રંથો પ્રતિ પણ તેણે તેવુંજ લક્ષ આપ્યું. એક ગુજરાતી કણબીનો મેળાપ થતાં તેને કચ્છ અને ગુજરાતના કણબીઓ વચ્ચેનો જમીન આસ્માન જેટલો પડી ગયેલો તફાવત પ્રત્યક્ષ થયો. એટલે વધારે લાગણીથી તપાસ કરતાં તેને ગુજરાતી જ્ઞાતિબન્ધુઓની સ્થિતિ કચ્છ કરતાં સર્વેવાતે ઉન્નત માલૂમ પડી. વળી તેઓ તરફથી પોતાની જ્ઞાતિનું નીકળતું "કડવા વિજય" પત્ર પણ વાંચવા મળ્યું, એટલે પોતે તેના કાયમી ગ્રાહક થયા; અને તેનું બારિકાઈથી અવલોકન કરવા માંડયું. હૃદયમાં કોઇ નવિન જાગૃતિ આવી હોય તેમ, તેને પોતાના દેશની–જ્ઞાતિની દશા, સૃષ્ટીની રંગભૂમીપર પ્રત્યક્ષ રીતે દયાજનક દેખાવા લાગી. તેમની વ્યાવહારિક અવનતિ, ધાર્મિક વિચારોની સંકડાશને લીધે થઈ છે તે તે જોઇ શકયો, અને નિસાસો નાંખ્યો. પોતાનું કુટુંબ પીરાણાધર્મને અનુસરનારૂં હોવાથી નહિન્દુ કે ન મુસલ્માન. આસ્થિતિ વારંવાર તેની સમક્ષ ખડી થતી અને મુંબાઈ શહેરન ગૃહસ્થ કુટુંબો સાથે તેનો પરિચય થતાં, મનથી મનથી, છુપો છુપો, સંકોચાવા

લાગ્યો. પીરાણાના ધર્મપ્રતિ તેને તિરસ્કાર આવવા લાગ્યો અને છેવટે તેને તજી, ઉત્તમ એવા શુદ્ધ વેદધર્મને સ્વિકારવા અને સઘળા જ્ઞાતિબન્ધુઓને સુધારી દેવાના હવાઇ વિચારોની એકસપ્રેસટ્રેઇનો તેના વિશુદ્ધ મગજમાં દોડવા લાગી. જોકે તેના આ વિચારોને તે તાત્કાલિક અમલમાં મૂકી શક્યો નહિ તોપણ તેમને તે કદીપણ પોતાના હૃદયમાંથી દુર કરી શક્યો નહિ. ગુજરાતની જ્ઞાતિ સાથે એકજ ધર્મ અને આચાર વિચારથી શી રીતે સંમીલન થવાય, તે વિ-ચારે તેના હૃદય પ્રદેશપર મજબુત ઘેરો ઘાલ્યો. વારંવારના વિચારોથી તેનું મન આખરે પોતાના ખાંનગી પુરૂષાર્થમાં વિરાગી બનવા લાગ્યુ, એટલે શાંતિમેળવવા જુજ સમયને માટે તે ધંધો છોડી પોતાના પિતા માતા પાસે દેશમાં ગયો. પરંતુઃ—

ચાતક ચકવા ચતુર નર, નિતનિત ફરત ઉદાસ.
ધુવડ ઓર ખર મુરખ નર, સુખે સુવે નિજ વાસ.

તદનુસાર, જેના માટે શાંતિ નિર્મીજ નથી તેને ક્યાંથી મળે?. દેશમાં ફરવા ગયો; ત્યાં એક હૃદયભેદક કરૂણરસ બનાવ દ્રષ્ટીએ પડતાં વળી બળતામાં ઘી હોમાયું. એક વૃદ્ધ કણબી પોતાના ખળામાંના અનાજનો રાજભાગ આ-પી, બાકીનું અનાજ પોતાના લેણદાર વણિકને આપવા એકઠું કરતો હતો; તેની સ્ત્રી અને પુત્ર, પુત્રવધુ—મુગ્ધ બાલુડાં—ની કંગાલ દશા જોઇ, તેનું હૃદય દયાથી પીગળી ગયું; ત્યાં તો લેણદારે આવી દાણે દાણો ભરી લેવા માં-ડયો. પટેલે કહ્યું કે શેઠ! મારી સ્ત્રી, મારા પુત્રોની વહુઓ અને બાળકો કહે છે કે, બધુ અનાજ ભલે લઇ જાઓ પણ આ નવું ધાન બે દિવસ ચાલે તેટલું ખાવા આપોતો સારૂ. પરંતુ તેની આ દયાજનક વિનતિ પર તે પાષાણ દિલના લેણદારે દાદ ન દીધી. સઘળું સમેટી લઈ ગયો. ક્ષણભર સહુ સુન્ય મુન્ય થઇ ગયાં, ડોસો ડોસી કાંઇ પણ ન બોલતાં, ડળક ડળક અશ્રુ ખેરવા લાગ્યાં, એટલે પુત્રો, પુત્રવધુઓ અને બાળકોએ પણ પિતાજી ના પગલે ચાલી રોવા માંડયું. મૌન્ય રૂદન શરૂ થયું. કયા પાષાણ હૃદયના કણબીનું કાળજુ આ કારમી કથાથી કકડા કકડા ન થઈ જાય? આ દશા જોઈ પોતે પણ પ્રારબ્ધ પ્રમાણે બે આંસુડાં પાડી મ્લાન વદને ઘેર આવ્યો અને સઘળું વૃતાંત પિતાજી ને સંભળાવ્યું. વધારામાં બોલ્યો કે પિતાજી! દેશમાંથી કણબીઓ લાખો કોરી દરવર્ષે પીરાણે મોકલે છે, તે ન મોકલતાં આવા ગરીબોને ઓછે વ્યાજે ધીરે તો તેમને સાચા ખોટા દેવામાં વંશ પરંપરા દટાઇ મરવું ન પડે; માટે મારો વિચાર તો, આ વાત પટેલોને કહેવાનો છે. પીરાણાના સૈયદો અને કાકાઓ

ભૂખે મરતા નથી, પણ આ બિચારા તો હવે આવી રહ્યા છે, માટે ગમે તેમ કરી તે પૈસા ત્યાં જતા અટકાવી, આવા દેવાદારોને ખિરવા અને બીજા બાળકોને ભણાવવામાં વપરાવા જોઇએ. એ સાંભળી પિતાજીએ, પટેલોની સત્તાનો ડર બતાવી, તેમના સામે થવામાં અને પીરાણા વિરૂદ્ધ બોલવામાં સમાયેલું સંકટ સમજાવ્યું; પરંતુ તેથી તે લેશ પણ ન ડરતાં વધુ વધુ આવેશમાં આવી આગળ પગલાં ભરવા નક્કી કરવા લાગ્યો.

આગેવાનો એવા અંધસ્વાર્થે પરાયણ છે કે, દેશના ગરીબ કણબીઓને ઉત્તેજન આપવું તો બાજુપર રહ્યું, પણ જો કોઇ ગરીબ કણબી વાર્ષિક ધર્માદા રકમ ન ભરી શકે તો તેને જ્ઞાતિ બહાર કરી દેવામાં આવતો. આવો અનર્થ થતો અટકાવવા તેણે નિશ્ચય કર્યો અને ખિન્ન વદને માતા પિતાની રજા લઈ મુંબાઇ આવ્યો. આંહી આવી તેણે પીરાણા પંથનો બારિક અભ્યાસ કર્યો, તો તેમાં તદ્દન પોલ માલૂમ પડયું. બીજી તરફ સનાતન ધર્મનાં પુસ્તકો વાંચવાથી તથા પ્રતિદીનના સત્સંગથી તેને તેમાં અભિરૂચી વધવા લાગી, તેમ તેમ પોતાના પુરાના પીરાણાપંથ પ્રતિ પુષ્કળ તિરસ્કાર આવવા લાગ્યો. પોતે ગુજરાતના કણબીઓ જેવો શી રીતે થઈ શકે? તેને ઉપવીત કોણ આપે? વગેરેના નિશદિન વિચારો થવા લાગ્યા. તેને પ્રભુ કૃપાએ અનુમોદન આપનારા તેના કેટલાક મિત્રો મળ્યા. પ્રાયશ્ચિત કરી શુદ્ધ થવાય છે તથા ઉત્તમ કર્મો કરવાથી ઉત્તમ થવાય છે, તેમ તેને વાલ્મિકાદિ મહર્ષિનાં દ્રષ્ટાંતોથી પ્રતિત થવા લાગ્યું; એટલે તેને આનંદ આવવા લાગ્યો, પણ પોતાના દેશની જ્ઞાતિની સંપ્તાઈ–જુલ્મનું ચિત્ર દ્રષ્ટી સમિપે તરવરવા લાગતાં તેને મહા વિઘ્નો જણાયાં અને વિશાદ–શોક–થયો. એ પ્રમાણે હર્ષ અને શોક વચ્ચેની અર્ધદગ્ધ દશામાં તે ડુબકાં ખાતો દુભાવા લાગ્યો, પરંતુ લાંબા વખતના પશ્ચાતાપથી હવે તેનું હૃદય પાવન થઇ વિશુદ્ધ કાંચનમય બન્યું હતું. પરમાત્માએ તેના હૃદયમાં અપૂર્વ શૌર્ય ઉત્પન્ન કર્યું અને તે વદવા લાગ્યો, કે મારી સાથે સંમત થઇ દિક્ષા લેનારજ મારૂં સર્વસ્વ છે; નહિ તો હું એકલોજ છું, એકલોજ આવ્યો હતો અને એકલોજ જઇશ. એવા અણીના પ્રસંગે તેને પ્રભુની કૃપા વડે રાજકોટ નજીક ઢોલરાના મહાનુંભાવ જ્યોતિષી રામેશ્વર મોરારજીનો સમાગમ થયો, એટલે તેમણે તેને પ્રતિદિન પ્રોત્સાહન કરવા માંડયું,અને તેને કોઈ મહાત્માની આજ્ઞા લીધા પછી દેહશુદ્ધિ–પ્રાયશ્ચિત–કરાવીને ઉપવીત ધારણ કરાવવા ખાત્રી આપી સંતોષ્યો.

કેટલાક સમયે આ બંને પુરૂષો કાઠીઆવાડમાં બિલખે આવી, મહાત્મા શ્રી નથુરામ શર્માને મળ્યા અને અથ ઇતિ સહુ વિગત વિદિત કરી. જે પરથી મહાત્માશ્રીએ મનુ, યાજ્ઞવલ્કય, પારાશરાદિ સ્મૃતિઓ અને ધર્મસિંધુ વગેરે ગ્રંથો જોઈ દેહશુદ્ધપ્રાયશ્ચિત પછી, યજ્ઞોપવીત લેવામાં વાંધો આવશે નહિ, તેમ ખુશીથી જણાવ્યું, પરંતુ કચ્છના કણબી આગેવાનોના કેરનો કાંઇક તેમને ખ્યાલ હોવાથી એકલા ગયેલા યુવાનને, એવું મ્હોટું સાહસ ખેડવા કરતાં, પાંચ સાત સાથે દિક્ષા લે તો ઉત્તમ થાય તેમ તેમણે કહ્યું. રા. નારાયણજી તથા વિદ્વાન રામેશ્વરજી બંને મુંબાઈ આવ્યા, અને એ યુવાને પોતાનો સત્ સંકલ્પ સહુ સ્નેહીઓને સમજાવી દીધો. પોતાની સાથે દેહશુદ્ધિ કરી પાવન થઈ ઉપનયન સંસ્કાર કરાવવા અને કાંતો હંમેશને માટે છુટા પડવાનું કહ્યું. સહુ મિત્રો દેશના આગેવાનોના અમલના અચ્છા જ્ઞાતા હતા છતાં પણ ધર્મને યથાર્થ સમજનારા હોવાથી, આવા પવિત્ર કાર્યમાં ઉમંગભેર સામેલ થયા. એટલે શ્રીયુત રામેશ્વરજી પંડિત સાથે રા. રામજીભાઈ જેઠાભાઇ(ગઢશીશા);રા. નારાયણજી રામજીભાઈ (વિરાણી); રા. રતનસિંહ કરસન (રાજપર); રા. વિશ્રામ દેવજી (વિરાણી); રા. કરસન ભાણજી (વિરાણી); રા. હરજી લધ્ધા(લોડવા), અને રા. નાંયા સેવજી (વિરાણી) એ સાત જણાઓએ સહકુટુંબ નાસિક જઈ, ત્યાંના વિદ્વાન બ્રાહ્મણોના હસ્તે શ્રી ત્ર્યંબકેશ્વર ક્ષેત્રમાં ગોદાવરીના પવિત્ર તટપર પ્રાયશ્ચિત કરીને ઉપવીત ધારણ કરી. આ વાતની મુંબાઇમાં રહેતા અન્ય કચ્છીકણબીઓને જાણ થતાં, તેમણે તાર મારફ્ક દેશના આગેવાનોને આ સઘળા સમાચાર ઠામ ઠામ મોકલી આપ્યા, અને દેશમાં એક જબર હિલચાલ શરૂ થઇ. સાતે જણના પિતૃપક્ષ, માતૃપક્ષ અને શ્વસુર પક્ષાદિ સગા સમ્બંધીઓને, જ્ઞાતિ બહાર કરી "પાડાના વાંકે પખાલીને પણ ડામ" દીધા. આવા પરાક્રમનાં જાહેરનામાં તેમણે દેશ પરદેશ રહેનારા સઘળા કણબીઓને પણ મોકલી આપ્યા. તેમના આવા છેલ્લા પુરૂષાર્થથી દેશમાં જ્ઞાતિ બહાર થયેલ સગાંવ્હાલાં તો કંપી ઉઠયાં, પણ આ સાત વીરપુરૂષોનાં સપ્તસમુદ્ર સમાન હૃદયોમાં જરા પણ અસર થઇ નહીં. તેઓ લેશ પણ ક્ષોભ પામ્યા નહિ, પણ ઉલ્ટા ઉત્સાહમાં આવી, આગેવાનોને તેમની ભૂલ, પીરાણાનું પોલ તથા સત્યપંથનો રાહ જણાવવા, અને છેવટે જો તેઓ શાસ્ત્રાર્થ કરવા તૈયાર હોય તો તેને માટે પણ જાહેર પેપરોમાં આમંત્રણ કરવા લાગ્યા. પરંતુ આ અંધાધુનીમાં કોણ જવાબ દેવા મેદાનમાં આવે? આ દ્વિજ બનેલાઓ આગેવાનોથી રજપણ આંકવા લેતા નથી;

એવું તેમને લાગ્યું ત્યારે તેઓએ તેમનાં દેશમાં રહેતાં સગાં સમ્બંધીઓને હેરાન કરવામાં કચાસ રાખી નહીં, પણ આ લોકો કશાથી ડગ્યા નહિ. સઘળાં સગાં વ્હાલાં અશ્રુપૂર્ણ નયને, આ ધર્મવિર–હઠીલા, ટેકીલા, સત્યાગ્રહી ઓને વિનવી વિનવી ઉપવીત ઉતારી તાબેદારી કબુલવા અને પોતાના ભેગા જમવા કાલાવાલા કરવા લાગ્યાં. પિતામાતા, ભગિની, ભાઈ, વગેરેના અશ્રુપાતથી કોનું હૃદય કંપી ઉઠે નહિ? પોતાના પુત્રની અચળ શ્રદ્ધા જોઇ રા. રામજી ભોજા મનમાં ઘણા પ્રસન્ન થયા. દેશ પરદેશ રહેનારા કેટલાક સમજુ પણ બીકણહૃદયના–ભીરૂઓ, અંતઃકરણથી અભિવંદનો આપવા લાગ્યા પણ ખુલ્લા પડી શક્યા નહિ.

આવો મામલો મચી રહ્યો હતો તેવામાં રા. રામજીભાઈએ એક નવો માર્ગ શોધ્યો. ૫૦–૬૦ વર્ષથી જે બન્ધુઓ સ્વામીનારાયણના અનુયાયી બન્યા હતા; તેઓ ઘણું કરી પોતાનાં સંતાનોના લગ્નસમ્બંધ માંહેમાંહેજ કરતા, અને વળી પીરાણાપંથીઓમાંએ કરતા અને ભોજનાદિ વ્યવહાર પણ ચાલુજ રાખી રહ્યા હતા. રા. રામજીભાઇએ તેમને પીરાણાપંથીઓથી તદ્દન અલગ થઈ પોતીના પુત્રો સાથે ભળીજવા પ્રેર્યા અને તેઓના આગેવાન પુરૂષો જીવરાજ ખેતસિંહ; નારાયણ ધર્મસિંહ (ગડાણી) તથા રવાપર અને નેત્રાના પટેલો સાથે તેમના ધર્મધામ અમદાવાદ આવ્યા અને મુંબાઇથી સાત જણના સ્વધર્મવર્ધકમંડળ ને પણ તેડાવ્યું. સ્વામીનારાયણના સાધુ મહાત્માઓને સઘળી બીના વિદીત કરી. જે પરથી તેઓએ ઘણી ખુશાથી એવો નિર્ણય કર્યો કે અમુક વખત પછી આચાર્ય શ્રી મહારાજ કચ્છમાં પધારે ત્યારે ત્યાંના સઘળા કણબી સ્વામીનારાયણોને યજ્ઞ વિધીથી પ્રાયશ્ચિત કરાવી પાવન કરવા અને પીરાણાપંથીઓનો સઘળો સંબંધ બંધ કરાવી દેવો. એ ઠરાવ પ્રમાણે અલ્પ સમયમાં આચાર્ય શ્રી મહારાજ તથા સાધુ મહાત્માઓ કચ્છમાં પધાર્યા અને સં ૧૯૬૭ ના ફાગણ વદ ૫ ને દિવસે ગડાણી મુકામે મોટો યજ્ઞ કરી, સઘળા સ્વામીનારાયણ કણબીઓને સહકુટુંબ દેહશુદ્ધ પ્રાયશ્ચિત કરાવ્યું. માત્ર સાતજ જણામાંથી આજે સત્તરસેંની મ્હોટી સંખ્યા થઇ અને પીરાણાપંથી પટેલીઆઓનાં વદનકમળ સદાને માટે મ્લાન થયાં.

આ પ્રમાણે સનાતન ધર્મીઓની એકત્ર થયેલી મોટી જ્ઞાતિએ, પોતાના પૂર્વજોએ પીરાણાનો પંથ ક્યારે અને કયા કારણથી સ્વિકાર્યો, પોતાનાં અસલ વસવાટનાં સ્થાન, તે છોડી કચ્છમાં આવવાનાં કારણ અને સમય

વગેરે અગત્યની બાબતોનું જ્ઞાન સંપાદન કરવા વહીવંચાની શોધ કરવા માંડી. તેમના આગેવાનો અને સ્વધર્મવર્ધકમંડળના ઉત્સાહપૂર્ણ વિજયી સભાસદો ગુજરાતમાં આવ્યા. કડવાવિજયના તંત્રી રા. પુરૂષોત્તમદાસને મળ્યા. તેમના ભલામણપત્રો લઈ અમદાવાદ તથા ધોળકે શોધ કરી, પરંતુ પત્તો લાગ્યો નહિ તેથી કંટાળી ગયા, પણ સ્વધર્મ વર્ધકમંડળના નેતા, આવી આવી ઘણી વિપત્તીઓના વેઠનારા હોવાથી થાકયા નહિ, અમદાવાદમાં અને જેજે ગામે વહીવંચા વસેછે, ત્યાં જુદી જુદી તપાસ કરવા માંડી. તેમાં પોતાના ધનનો પણ છુટથી ઉપયોગ કરવા માંડયો. છેવટે રા. નારાયણભાઇ પોતે ગુજરાતમાં આવ્યા, ગુપ્ત વેશે પીરાણે ગયા અને ત્યાંની હૃદયભંગ સ્થિતિ જોઈ આવ્યા. અમદાવાદમાં વહીવંચાની બારિક શોધ કરતાં કેટલાક દિવસે તેમને શાહાપુર વિભાગમાં બારોટ રામસિંહ દોલજીની મુલાકાત થઇ પરંતુ બારોટ અને બ્રાહ્મણોના મૂળ સ્વભાવ પ્રમાણે તેમને સ્હેલાઇથી હકીકત મળી નહિ, પુષ્કળ યુક્તિ પ્રયુક્તિ અને છુટા હાથે ધનનો ઉપયોગ કરવાથી આખરે બારોટજીનું આશાપૂર્ણ હૃદય પીગળ્યું, એકવાર ફરીથી કચ્છીકણબી કોમને પોતાનું કલ્પવૃક્ષ બનાવવાની લાલચે યથાવિધી હકીકત આપી–લખાવી, જેની સત્યતાની પૂર્ણપ્રતિતી, નખત્રાણા મધે થયેલ ઠરાવની નકલ મળી આવવાથી થઇ, જે હકીકત આપણે ગામ અને કુટુંબવાર આગળ વાંચી ગયા છીયે. આ સઘળા ઉપરથી આપણને ખાત્રી થાય છે કે માનવજીવનની ઉત્કૃષ્ટતા, તેના આત્માનું ઉચ્ચગામીપણું, તેનું હૃદયબળાદિ ઉચ્ચગુણોની પરીક્ષા, આવી પડતી વિપત્તીઓજ કરાવી આપે છે. ભાગ્યદેવી પણ તેવાજ વીરનરને વિજયમાળા આરોપે છે. આખી આલમ આપત્તિમય બની જવા છતાં પણ, જેમ જેમ કાંચનને વધુવધુ તપાવી કુટવામાં આવે છે, તેમ તેમ તે વધુવધુ પ્રકાશીત બને છે, તેમ આ વીરનર સંકટ સમયે નિરાશ ન થતાં વધુવધુ દેદીપ્યવાન બન્યો છે, જેનાં ઉત્તમ ફલ તરિકે આજે કચ્છના કણબીઓની સ્થિતિનું શાંત પરિવર્તન આપણી સમક્ષ મોજુદ છે. હજુપણ તેનો અને તેના સ્વધર્મવર્ધકમંડળના બાહોશ પ્રેસીડેંટ રામજીભાઇ જેઠાભાઈ વગેરે ઉપવીત ધારી યુવાનોનો જ્ઞાતિ સુધારણાર્થે પુરૂષાર્થ ચાલુજ છે. અમને આશા છે કે તેમની પ્રગતિ પ્રતિદિન ચાલુ રહી અજ્ઞાનદશાવશ કણબીઓ જલ્દી સત્ય સમજી સિદ્ધાપંથે પ્રયાણ કરશેજ.

ઉપર પ્રમાણે રા. નારાયણજીભાઈ તથા સ્વધર્મવર્ધકમંડળના ઉપવીત ધારણ કરનારા સઘળા સભાસદોના શાંત પ્રયાસથી આજે કચ્છ દેશમ

કણબી આગેવાનોનો જુલ્મી જમાનો જતો રહ્યો છે. તેમના પંથનું પોલ ખુલ્લુ પડયું છે, તેના સામે થનારાને કાંઇપણ નશિયત નહીં કરી શકાતાં, સહુ ઉપરનાં તેમનાં બંધનો અને અંધશ્રદ્ધા મંદ પડી ગયાં છે. હવે આગેવાનો અને સઘળા કણબી ભાઇઓ પોતાની ભૂલ અને સત્ય વાત સારી રીતે સમજી ગયા છે, પણ પોતાની હઠ છોડવાનું હૃદયબળ-હિંમત ચાલતી નથી, તેથી જાણી-સમજીને પેટમાં પસ્તાવો કરી રહ્યા છે. પ્રભો ! તેમને સત્યવાત ગ્રહણ કરવાનું યોગ્ય હૃદયબળ આપો, તેવી અમારી તે દયાળુ પ્રતિ પ્રાર્થના છે.

# પ્રકરણ ૩ જુ.

## જામળીઆ કુટુંબની ઉત્પત્તિ.



આગળ પાને ૫૭ મે આપણે જોઈ ગયા તે પ્રમાણે જે કુટુંબ પોતાની સ્વતંત્રતા જાળવી રાખવા માટે જામળા મુકામે જઈ વસ્યું, તેનું ગોત્ર વિરેશ્વર અને સાખ દાણી હતાં. સંગાજી પટેલે બંધાવેલું સંગાસર તળાવ, વાવ, અને શિવાલય અદ્યાપિપર્યંત જામળા ગામમાં સુવિખ્યાત છે. તેમના વંશજો ૪૪૩ વર્ષ એટલે સં. ૧૨૮૫ સુધી જામળામાંજ રહ્યા પરંતુ ઇડરના રાવ સાથે અણબનાવ થવાથી વીરજી પટેલ અને તેમના છ ભાઇઓ જામળેથી ગુજરાત તરફ પ્રયાણ કરી આવ્યા; એટલે જ્યાં જ્યાં તેઓ વસ્યા ત્યાં ત્યાં જામળીઆ સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા.

રસ્તામાં ચાલતાં સરઢવથી (તા. કલોલ) દોઢ ગાઉ ઉપર વીરજી પટેલનું ગાડું ભાગી પડયું, જેથી પોતે ધાર્યું કે અહીંજ મારૂં પ્રારબ્ધ નિર્માણ થયું જણાય છે, એટલે વીરજી પટેલ સરઢવ રહ્યા, અને બાકીના ભાઈઓએ જુદા જુદા સ્થળે જઇ વાસ કર્યો. વીરજી પટેલે પોતાના યુદ્ધ કૌશલ્યથી આસપાસ વસતા ભીલો પર સારો દાબ બેસાડી, પોતાની ખેતીવાડીમાં આબાદ થતા ગયા; પરંતુ સરઢવ કે જે પોતાની નજીક મોટું ગામ હતું, તેના પર નજીકના આદ્રજ ગામના ભીલ લોકો વારંવાર ચડી આવી, તેમને લુંટફાટથી હેરાન કરતા; તેથી નજીક વસતા આ બહાદુર પુરૂષોને પોતાના ગામમાં આગ્રહ કરી વસાવ્યા અને ગામ તળીઆની તથા સીમની જમીનનો સારો ભાગ તેમને આપી માન મર્તબો વધાર્યો. ત્યાર પછીથી તેમણે ભીલોથી વારંવાર ગામનું રક્ષણ કર્યું છે. આ પ્રમાણે આદ્રજ અને સરઢવને લડાઈ થતી અને ઘણા જણનાં મૃત્યુ થતાં છતાં પણ ખેતીવાડીમાં કે ગામમાં કોઇ સ્થળે ભીલોને

ફાવવા દીધા નહી. આખરે જ્યારે રાજ્યમાં સર્વત્ર શાંતિ ફેલાણી અને બંદોબસ્ત થયો ત્યારે આ તોફાન શાંત થયું. આ વિરજીના વંશજો હજુ પણ જામળીઆ સંજ્ઞાથી સરઢવ ગામમાં ઓળખાય છે.

બીજા ભાઇ વેણીદાસ પ્રયાણ કરતા કરતા હાલ જ્યાં જેતલપુરનું તલાવ છે, તેની પશ્ચિમની પાળ પર નેદરડા ગામમાં આવી વસ્યા અને સ્વતંત્ર રહેવા લાગ્યા. જેતલપુરમાં તે વખતે ઝારોળા વાણીઆની પટેલાઇ હતી. પ્રસંગોપાત કાંઇક વાંધો પડવાથી નેદરડાથી જેતલપુર પર સ્વારી કરી, ઝારોળાઓનો નાશ કરી ગામ કબજે કર્યું અને ત્યાં જઇ વાસ કર્યો. મુખ્ય પુરૂષને બે પુત્રો હતા. તેમના વંશજો હાલ પણ જેતલપુરમાં મોટી ખડકી અને નાની ખડકીના નામથી જુદા જુદા રહે છે. જેતલપુર કબજે કર્યા પછી ઘણા સમય સુધી તેમણે સ્વતંત્ર રીતે તેનો ઉપભોગ કર્યો છે. જ્યારે તેમના પર મોટી સત્તાનો અમલ થયો ત્યારે પણ તેઓ માત્ર વાર્ષિક અમુક રકમજ આપતા, પરંતુ જ્યારથી નામદાર સરકારે અમદાવાદ સર કર્યું ત્યાર પછીથી કંપની સરકારના અમલમાં પણ તેઓ ગામ આંકડે લાવતા. પણ લાંબા સમયે સરવે (માપણી) થઈ અને તેઓનો ખેડુ કરતાં જ્યાદે હક્ક સ્વિકારવામાં આવ્યો નહિ.

ત્રીજા હાથી પટેલ સર્ખેજમાં, ચોથા હીરજી પટેલ ગોધાવીમાં, પાંચમા વાલજી પટેલ કાઠીઆવાડના કાલુવડ ગામે અને છઠ્ઠા નાનજી પટેલ માળવાના ખરસોદ પ્રગણામાં જઇને વસ્યા છે, જેઓની સવિસ્તર હકીકત મળી આવી નથી, પરંતુ સાતમા ભાઇ નાયા પટેલ, જેઓ આવી આનંદપુર પાટણમાં વસ્યા, જે સ્થાનનો હાલ નાશ થયો છે, પરંતુ તેની નજીક સાણંદ ગામ ને ત્યાં તેમના વંશજો ૧૩૬ વર્ષ રહ્યા પછી સં. ૧૩૮૧ ના ચૈત્ર સુ.૩ના દિવસે પા. વાસણજીએ સાણંદ વાળા કુટુંબ સાથે ત્યાં વાસ કર્યો. સં. ૧૪૭૨માં પા. ભુલદાસે ભુલાસર તળાવ બંધાવ્યું. સં. ૧૪૮૪માં શવસી પટેલે નીલકંઠ મહાદેવનું ધામ બંધાવ્યું. બાદ સરધારથી આવેલ વાઘેલા ઠાકોરે સાણંદ લેવા વિચાર કરી વાસણે પડાવ નાંખ્યો, તે વેળા ગોપીદાસ પટેલને ખબર મળતાં ચડાઈ કરી ત્યાં ગયા. ઠાકોરે પોતાનો વિચાર જણાવ્યો તેથી વાસણેથી આવતાં જમણા હાથની જમીન ઠાકોરને આપી અને ડાબા હાથની પોતાના કુટુંબમાં રહી. ગામમાં વસવા પટેલે ઠાકોરને બાર ઓરડા કાઢી આપ્યા. સં.૧૭૪૦માં કુંવરજી પટેલ થયા તેમણે દ્વારિકાંની યાત્રા કરી ગામસર્વણી કરી હતી. સં. ૧૭૬૫માં કુંવરજી પટેલના પુત્ર, ગંગાદાસ તથા જોધાભાઇએ સમસ્ત જ્ઞાતિ તેડાવી હતી; તેમાં દંઢાવ્ય, ભાલ,

ચરોતર, હવેલી પ્રગણું તથા ઝાલાવાડ વગેરે વિભાગનાં ઘણાં ગામોના પાટીદારો આવ્યા હતા. હાલ આ પાટીદારોના વંશજો સાણંદમાં વિસ્તરી આબાદ થયા છે અને પરમાત્માની કૃપા વડે તેમના વડીલનો યશ આબરૂ જાળવી રહ્યા છે.

સં. ૧૭૫૨ માહા સુદી પાંચમે વસનદાસ પટેલ ને તેમનાં ધર્મપત્ની ઘેળીબાઈ (બાવળાના પટેલ વાઘજીભાઇની દીકરી) તથા વનમાળીદાસ તથા તેમનાં ધર્મપત્ની બાઇ અવલ (બાવળાના પા. માલજી વાઘજીની પુત્રી) સાણંદથી નીકળી બાવળે વસ્યાં, તેમનો પરીવાર હાલ બાવળામાં વીસ્તરી આબાદ થયો છે.



## કડી–ગોજારીઆના *અમીન.

આ કુટુંબના મૂળપુરૂષ નંદલાલ પ્રેમજીભાઈ અમદાવાદના વજીપરામાં રહેતા હતા, પરંતુ કડીકસ્બામાં વેપાર રોજગાર અર્થે તેમનું રહેવું થતું. સંવત ૧૮૦૦માં પોતે દ્વારિકાંની યાત્રાએ ગયા હતા, ત્યાં કોઇ મહાત્માના જણાવ્યા મુજબ ગોમતી સરોવરમાં સ્નાન કરતાં શિવલીંગ મળ્યું હતું, તેની સ્થાપના ગોજારીઆમાં કરી શિવાલય બંધાવ્યું (સં. ૧૮૦૨). ત્યારથી તેમની સ્થિતિએ નવું સ્વરૂપ ધારણ કર્યું હતું, એવું તેમના વંશજો માને છે. આ વખતે કડીમાં રાધનપુરના નવાબના પૂર્વજોનું રાજ્ય હતું અને બાબી સરકારના નામથી તે ઓળખાતા, કારણ કે દિલ્હીની પાદશાહી સત્તા તે વખતે નબળી પડી ગઈ હતી. ગુજરાતની રાજધાની પાટણ હતું, તે બદલાઇને અમદાવાદ શહેર થયું હતું અને બાબી સરકાર તરફથી નુરખાનને કડી કસ્બા ઉપર નિમવામાં આવ્યો હતો. આ સમયે નંદલાલભાઇની વાણિજ્ય સ્થિતિ જાહોજલાલીવાળી હોવાને લીધે આસપાસના મુલકમાં તેમની લાગવગ ઘણી સારી હતી. સંવત ૧૮૦૩માં કડીકસ્બાના લોકોએ નુરખાન સામે બળવો કર્યો હતો, જેથી તે છુપાઈને સરકારવાડામાં ભરાઈ ગયો ત્યારે અમદાવાદના અન્વરખાન બાબીએ તેના રક્ષણ માટે, કસ્બાતિ લોકોનું હુલ્લડ બેસાડી દેવાને લશ્કર મોકલ્યું. બળવાખોરો જોરપર આવેલા હોવાને લીધે સમયસુચક આગેવાનની તે પ્રસંગે ઘણી જરૂર હતી, જે ગરજ નંદલાલભાઇથી પુરી પડી હતી. તેમણે વિરમગામ, વિજાપુર વગેરે સ્થળોના પોતાના લાગવગવાળા મેવાસીઓને તેડાવી, પ્રાણ જતાં સુધી પણ બળવો બેસાડી

---

* કડીવાળા અમીન રા. ચતુરભાઇ તરફથી જે હકીકત પુરી પાડવામાં આવી છે તેનો સારાંશ અત્રે આપવામાં આવ્યો છે.

દેવાની આજ્ઞા કરી, જેથી તેઓ કસ્બાતિઓની સાથે કેડ બાંધી લડયા અને તેમને તાબે કર્યા. આ પ્રમાણે કડી અને નુરખાનનું રક્ષણ થયું. આવા અણીના પ્રસંગે બાબી સરકારને નંદલાલભાઇએ મદદ કરી, તેની બુજ કરવા માટે એક દરબાર ભરી, તેમને ખેરવા ગામ ઇનામમાં આપ્યું; ઉપરાંત કડી કસ્બામાં ચાર હળની જમીન આપી, તેમજ **'અમીન'** નો ઇલ્કાબ એનાયત કરીને સનંદ કરી આપી. તે સમયથી નંદલાલભાઈનું વાણિજ્ય જીવન રાજદ્વારી તરિકે બદલાઇ ગયું અને પોતે રાજકાજમાં ભાગ લેવા લાગ્યા. બાબી સરકારે તેમની કાર્યકુશળતા જોઇ મુલકગીરિનું કામ સોંપ્યું અને વાર્ષિક રૂા. ૧૦૦૦ની નિમણોક બાંધી આપી; તેમજ છત્રી, મસાલનું માન બક્ષ્યુ અને તેના ખર્ચ માટે હાડવી ગામ કહાડી આપ્યું સંવત ૧૮૦૫.

સંવત ૧૮૦૯ની સાલમાં અમદાવાદનું સંપૂર્ણ રાજ્ય રાઘોબા પેશ્વા અને દામાજીરાવ ગાયકવાડના હાથમાં આવ્યું, કારણ કે તેમણે બાબી જવાન્મર્દખાનને હરાવી નસાડયો હતો. તે વખતે પેશ્વા અને ગાયકવાડની વચમાં મુલકગીરિની વહેંચણી થઇ અને કડી તરફની મુલકગીરિ ગાયકવાડને આવી, તેથી દામાજીરાવે કડીકસ્બાની કુમાવીસદારી હરબાજીરાવને આપી. રાજ્યની આવી ઉથલપાથલને લીધે નંદલાલભાઇની સ્થિતિ કઢંગી થઇ પડી હતી. બાબી સરકારના વખતમાં મળેલાં ગામ ગિરાસ જતાં રહ્યાં, જેથી પોતાનો અસલ રોજગાર કરવાની જરૂર જણાઇ હતી. પાછળથી ગાયકવાડ તરફથી નિમાયેલા હરબાજીરાવ સાથે નંદલાલભાઈનો સંબંધ ધીમે ધીમે જોડાવા લાગ્યો અને રાજ્યમાં મદદગાર થઇ પડયા. રાજ્યમાં જ્યારે શાંતિ ફેલાએલી હતી અને વેપાર રોજગાર, ખેતીવાડી વગેરે સારાં ચાલતાં હતાં ત્યારે હરબાજીરાવે નંદલાલભાઇ માટે દામાજીરાવ ગાયકવાડ તરફ લખી મોકલ્યું, જે ઉપરથી બાબી સરકારે આપેલું ખેરવા ગામ કાયમ રાખી, હાડવી ગામ આપ્યું નહિ અને ચાર હળની જમીન ને બદલે એક હળની જમીન આપી; પરંતુ રૂા. ૧૦૦૦ની જે નિમણોક હતી, તેના બદલે રૂા. ૧૨૦૦ કરી આપ્યા. આ પ્રમાણે રાજ્યની ઉથલ પાથલમાં ખોયેલી સંપત્તિ પ્રાપ્ત થવાથી પોતે સંતુષ્ટ થયા. પોતે ધાર્મિક અને શંકરના ભક્ત હતા, જેથી તેમણે બંધાવેલા શિવમંદીરની જીવાઈ તરિકે ખેરવા ગામની ઉપજનો ૪ થો ભાગ કહાડી આપ્યો છે, જે અત્યાર સુધી આપવામાં આવે છે. સંવત ૧૮૧૩ના અસાડ માસમાં આ મહાપુરૂષનો સ્વર્ગવાસ થયો.

નંદલાલ ભાઇને બે સ્ત્રીઓ હતી. પહેલીના પુત્ર કલ્યાણજી અને બીજીને ચાર પુત્રો હતા. કલ્યાણજીભાઇમાં તેમના પિતાના ગુણો ઉતર્યા હતા. ભાઇઓ સાથે ક્લેશ થવાથી પોતે જુદા પડયા હતા; પરંતુ રાજદ્વારી જીવન ગાળવાનું પસંદ કર્યું હતું જ્યારે અન્ય ભાઈઓ વેપાર વગેરે ધંધો પસંદ કરી ગોજારીએ આવીને રહ્યા હતા, જેમના વિષે વધારે હકીકત મળી શકતી નથી. કલ્યાણજીભાઈ રાજકારભારમાં પડયા હતા, પરંતુ સં. ૧૮૨૫માં કડીના કુમાવીસદાર તરિકે રામનાયક નિમાઇ આવ્યા; તેને ત્યાંના દેશાઇઓએ પોતાના પક્ષમાં લઇ કલ્યાણજીભાઇ વિરૂદ્ધ ભંભેર્યો, જેથી કલ્યાણજીભાઇ ઉપર નાણાં ઉચાપત કરવાનો ચાર્જ મુંકી, મિલ્કત જપ્ત કરી અને હજુરમાં લખી મોકલ્યું. શ્રીમંત સરકારના હુકમથી કલ્યાણજીભાઇને વડોદરે જવું પડયું. તેમના વહીવટની તપાસ કરવા માટે શિવરામ ભાષ્કર તથા દાદાજી નરહરની નિમણોક થઈ, તેમણે રિપોર્ટ કર્યો કે તેમના વખતમાં નાણાં સારાં જમાં થયાં છે, જે ઉપરથી તેમની મિલ્કત પાછી સોંપવામાં આવી. થોડા વખત પછી કુમાવીસદાર તરિકે બચ્ચાજી પંડીત નિમાઈને આવ્યા. તેમણે પણ કલ્યાણજીભાઇનાં મકાન અને જમીન વગેરે જપ્ત કર્યું. આ પ્રમાણે થવાથી કલ્યાણજીભાઇ કંટાળીને રાધનપુરના નવાબ પાસે જવા નીકળ્યા પરંતુ શ્રીમંત સરકાર તે વખતે નડીઆદ હોવાથી તેમને ત્યાં ખબર પડી એટલે બોલાવ્યા, અને પાસે રાખી સંતોષ્યા. ત્યાર પછી પોતે નડીઆદ રહીને કડીનો કારભાર ચલાવતા હતા અને તેમની મિલ્કતમાંથી જે ઉત્પન્ન આવે તે તેમને મળે તેવો શ્રીમંતે બંદોબસ્ત કરી આપ્યો હતો સં. ૧૮૨૫. થોડા વખત પછી કડી આવીને રહ્યા અને પોતાની જ્ઞાતિના માંથે લગ્નની ચૉરી દીઠ જે રૂ. ૨ા નો કર હતો, તે સરકારની કૃપા મેળવીને કહાડી નંખાવ્યો.

બચ્ચાજી પંડિત તથા કલ્યાણજીભાઈ મુલકગીરિમાં ગયેલા, તે વખતે સં. ૧૮૩૬માં મલ્હારરાવે કડીનો કબજો કર્યો અને પોતાનાં થાણાં બેસાડયાં. કલ્યાણજીભાઇને અનેક પ્રકારની લાલચો આપી, તેણે ફોડવાનો પ્રયત્ન કર્યો પરંતુ રાજભક્ત કલ્યાણજીભાઇ તેને મળી ગયા નહિ, જેથી મલ્હારરાવે તેમને મારી નાંખવાની પેરવી કરી; પરંતુ કલ્યાણજીભાઈ ત્યાંથી વડસમે નાસી ગયા. દશ વર્ષ પોતે છુપા રહ્યા પરંતુ મલ્હારરાવને તેમની જાણ થવાથી લશ્કર મોકલ્યું, જેથી પોતે ત્યાંથી નિકળીને આગલોડમાં જઇને

ભરાયા, ત્યાં દરેક પ્રકારના સંયોગો અનુકૂળ હોવાને લીધે, રાજવીર કલ્યાણજીભાઇએ મહીકાંઠાના ભીલ લોકોનું લશ્કર તૈયાર કરી, શ્રીમંત સરકારને મદદ કરવાની પેરવી કરી. પોતે શ્રીમંત આણંદરાવ સરકાર પાસે વડોદરે ગયા અને સર્વે હકીકત જણાવી, જેથી શ્રીમંત સરકારે મામા ગોવિંદ પંથને લશ્કર આપી મોકલ્યા અને કલ્યાણજીભાઇને તેમની મદદે રહેવાની આજ્ઞા કરી. લશ્કરે આવી કડીને ઘેરો ઘાલ્યો અને કલ્યાણજીભાઈની સલાહ મુજબ શ્રીમંતે ના. અંગ્રેજ સરકારની મદદ માગેલી તે સૈન્ય પણ મે. ડન્કંન સાહેબની સરદારી નીચે આવી પહોંચ્યું. મલ્હારરાવે પણ વખત મળવાથી સારી તૈયારી કરી રાખી હતી; ફીરંગી ગોલંદાજ અને તોપોથી રક્ષણ થતો કડીનો કિલ્લો તે વખતે સર કરવાનું કામ જેવું તેવું નહોતું. કલ્યાણજીભાઇએ તે વખતે કિલ્લો લેવાની યોજના ઘડી વ્યુહરચના કરી, જેથી ડન્કંન સાહેબ ખુશ થઈ ગયા અને કડીનો કિલ્લો સર કર્યો, તેથી મલ્હારરાવ સુરંગ દ્વારા નાસી ગયો. આ પ્રમાણે કડીનો કિલ્લો લેવામાં કલ્યાણજીભાઇએ મુખ્ય ભાગ લેઈ એક શુરવીર યોદ્ધા તરિકે પોતાની કીર્તિ ફેલાવી હતી. તેમની વફાદારીની કદર કરી ના. શ્રીમંત સરકારે તેમને મળેલું ખેરવા ગામ તથા રૂા. ૧૨૦૦ની નિમણોક વગેરે આપવા ઉપરાંત અડાણીઆં પસાયતાં આપી, અમીન હક્ક દસ્તુરી બદલ કડી પ્રગણાનાં કેટલાંક ગામો ઉપર લાગતો કરી આપી; અને જણાવ્યું કે તમે જેવી રાજભક્તિ દાખવી છે, તેજ પ્રમાણે કારભાર પણ કરો. ત્યાર બાદ પોતે આગલોડમાં પોતાની મિલ્કત લેવા ગયેલા ત્યાં ભાદ્રપદ માસમાં સ્વર્ગે સિધાવ્યા.

કલ્યાણજીભાઇને ૧. ખુશાલભાઈ ૨. નાગરદાસ તથા ૩. પ્રાણદાસ એમ ત્રણ પુત્રો હતા. ખુશાલદાસ વડોદરે રહી સરકાર સેવા કરતા. ગોજારીઆના અમીન પથાભાઈ, મોરલીધર, જસુભાઈ વગેરે ખુશાલભાઇનો પુત્ર પરિવાર છે. નાગરદાસ ઘરનો તમામ કારભાર કરતા અને ગોજારીઆના કસીઆભાઇ, શીવુભાઇ વગેરે કલ્યાણજીભાઇના બીજા પુત્ર નાગરદાસના વંશજ છે. છેલ્લા પુત્ર પ્રાણદાસે પણ પિતાની માફક રાજદ્વારી જીવન પસંદ કર્યું અને ધીમે ધીમે કારભારમાં હોંશીઆર થયા. તેમની પહેલાંના વખતમાં મુલકગીરિનો રિવાજ હતો, તે રૈયત તેમજ સરકાર બેઉને નુકસાનકારક હોવાથી, તેમણે મુલકગીરિ કહાડી નંખાવી ભાગ લેવાનો વહીવટ દાખલ કર્યો. આ રિવાજથી રાજા પ્રજા એમ બેઉની આબાદી થઇ. તેમણે કેટલાક

પાટીદારોને બોલાવી જમીનો આપી અને રહેવા સુદ્ધાંતનાં સાધનો કરાવી આપી, ખેતીવાડી કરાવા તરફ સારૂ લક્ષ આપ્યું, તેમજ કેટલાકને ગામની આગેવાનીઓ ઠરાવી આપી. પોતાને ત્યાં લગ્ન હતાં ત્યારે શ્રીમંત સરકારને આમંત્રણ કરેલું, તેથી દિવાન સાહેબ બાબાજી આપાજી પધાર્યા હતા. તેમણે પહેરામણીમાં એજ માગ્યું કે, અમારી જ્ઞાતિમાં લગ્ન દીઠ રૂ. ૧।. લેવાય છે તે માફ કરો, જેથી સદાને માટે તે માફ થયો. પોતે ધર્મનિષ્ઠ હોવાને લીધે સાધુ અભ્યાગતનો સત્કાર કરતા, તેમજ ઢોર ઢાંખરને માટે ઘાસ પાણી આદિનાં સાધનો બનાવી આપવામાં ઉલટથી ભાગ લેતા. જયસિંહભાઈ નામે તેમને એક પુત્ર હતા, જે તદ્દન વિરક્ત રહી કલોલમાં એક ભક્ત બાઇ સાથે ભજન કીર્તનમાંજ વખત ગાળતા. તેમને સદુપદેશ આપી તે ભક્ત બાઇની મદદથી જયસિંહભાઇને ગૃહસ્થાશ્રમ સ્વિકારાવ્યો અને કારભારમાં ભાગ લેતા કર્યા હતા; ત્યાર બાદ શાંત જીંદગી ગુજારી પ્રાણભાઈ સંવત ૧૮૪૮માં સ્વર્ગવાસી થયા હતા.

જયસિંહભાઇના વખતમાં ભાગવટી વહિવટ ચાલતો હતો પરંતુ પાછળથી ઉચક રકમો લેવાની ઠરાવી કડીપ્રગણું તેમને સોંપવામાં આવ્યું, જેથી લોકોનું કલ્યાણ કરવાની તેમને સારી તક મળી. આ પ્રસંગનો લાભ લઈ તેમણે ઘણાં ધાર્મિક કાર્યો કર્યાં અને નિરાધાર માણસોને સાધનો પુરાં પાડ્યાં જેથી કડીપ્રગણામાં તેમની કીર્તિ સર્વત્ર ફેલાઇ હતી. પોતાના કુટુંબ તરફ પણ સારૂં લક્ષ આપ્યું. કલ્યાણજીભાઈના ભાઇ રાઘવદાસના વંશજ આડે અવળે રહેતા હતા, તેમને બોલાવી ધંધે વળગાડ્યા. રાજ્યનો વહિવટ કરવામાં કુશળ નિવડવાથી તે એક સ્વતંત્ર કારભારી થઇ પડયા હતા. તેમના વખતમાં મહીકાંઠાના ભીલ વગેરે લોકોનો ત્રાસ હતો; જેમને દાબી દેવામાં પોતે સફળ નીવડયા હતા. પોતાની આવી લોકપ્રિયતાને લીધે સારી સંપત્તિ મેળવી શક્યા હતા. કડીમાં પોતે બંધાવેલા સીતા રામજીના મંદીરના ખર્ચ માટે સરકારમાંથી રૂ. ૩૦૦ની વાર્ષિક નિમણોક બંધાવી આપી, તેમજ રૂ. ૧૦૦૦ની ઉત્પન આવી શકે, તેટલી જમીન પોતાની મિલ્કતમાંથી કહાડી આપી. આ નામાંકિત પુરૂષ સંવત ૧૯૦૯ના વૈશાખ સુદી ૨ ના દિવસે દેવલોક પામ્યા હતા, જેમની પાછળ તેમના પુત્ર ત્રીકમભાઈ વગેરેએ ઉત્તમ પ્રકારની ધાર્મિક ક્રિયાઓ કરી તેમની કીર્તિ પ્રમાણે પ્રગણાનાં સારાં સારાં ગામોના સંબંધીઓને તેડાવ્યા હતા. જ્ઞાતિ પરજ્ઞાતિના લોકોને જમાડયા હતા.

તેમના એક પુત્ર નારાયણભાઇ પિતાની પહેલાં ગુજરી ગયા હતા જેમને હરીલાલ અને રાધાભાઈ નામે બે પુત્રો હતા. ત્રીકમભાઈએ પોતે ધર્મનિષ્ટ પુરૂષ હોવાને લીધે, કારભારની ખટપટ પસંદ કરી નહિ, તોપણ તેમની માતા હેતભાભુની ઇચ્છા હોવાથી ઇશ્વરભાઇ એડીવાળાને રાખી સરકારી કારભારમાં પોતાનો હાથ કાયમ રાખ્યો હતો. ત્રીકમભાઇને કેશવલાલ અને પસુભાઇ નામે પિતાના નામને દીપાવે તેવા બે પુત્રો હતા. નારાયણભાઇના પુત્ર હરીલાલભાઇ ઉમ્મર લાયક થયાથી સં. ૧૯૧૯માં કડી પ્રગણાનો કારભાર કરતા થયા, પરંતુ સં. ૧૯૨૦માં શ્રીમંત સરકારે ઇજારા વહીવટ બંધ કર્યો એટલે કડી પ્રગણું હરીલાલભાઇના હાથમાં રહ્યું નહિ. આ વખતે શ્રીમંત સરકારમાંથી અમીનોને રૂા. ૧૨૦૦ મળતા હતા, તે વધારીને રૂા. ૩૨૦૦ કરી આપ્યા. હરીલાલભાઇના વખતમાં તેમના કુટુંબો સાથે વારસા મિલ્કત સંબંધી કજીઆ ચાલ્યા. ઘણા કેસોમાં પોતે હાર્યા, છતાં અંદરોઅંદરની તકરારોમાં પોતે પુષ્કળ પૈસા ખરચ કર્યા કહેવાય છે. સં. ૧૯૬૦માં પોતાની પાછળ એક પુત્ર મુકી તે ગુજરી ગયા. હરીલાલભાઇના ભાઇ રાધાભાઇ એક ધર્મનિષ્ટ પુરૂષ હતા, જે સં. ૧૯૪૦માં પોતાની પાછળ ચતુરભાઈ, પરભુલાલ અને માણેકલાલ નામના ત્રણ પુત્રો મુકી દેવલોક પામ્યા હતા.

**રા. ચતુરભાઇ અમીન.**—બાલ્યાવસ્થાથીજ તેમનો વિદ્યાભ્યાસ સારો હોવાને લીધે અંગ્રેજી જ્ઞાન પણ સારી રીતે પ્રાપ્ત કરી શકયા છે, પરંતુ પોતાના કાકા હરીલાલભાઇને તેમના વહીવટમાં ચતુરભાઈની જરૂર હોવાથી વિદ્યાભ્યાસ છોડી દેવાની ફરજ પડી હતી. આ પ્રમાણે તેમનો વિદ્યાભ્યાસ છોડાવી દેવાની હરીલાલભાઈએ કરેલી ભુલ કઢંગી સ્થિતિમાં મુકાયેલા ચતુરભાઇથી સુધરી શકી નહીં; તોપણ વડીલોના રાજદ્વારી સંસ્કારો તેમનામાં ઉતરી આવેલા હોવાને લીધે, તે તરફ તેમનું દુર્લક્ષ નહોતું. હરીલાલભાઇએ તેમના ઉપર નાંખેલા વહીવટનો બોજો સહન કરી, રાજકાજનો પ્રસંગોપાત અભ્યાસ શરૂ રાખ્યો. પરિણામે જુજ વખતમાં કેટલીક રાજખાતાની પરિક્ષાઓ પસાર કરી. ઘર કામનો વહીવટ હરીલાલભાઇને સોંપી પોતે વિસનગર અને મહેસાણા તાલુકાની નોકરીમાં જોડાયા અને હાલમાં પોતે શ્રીમંતના રાજ્યમાં સારા હોદ્દેદાર છે. પોતે દેશાટનના શોખિન હોવાને લીધે યાત્રાના નિમીત્તે હિન્દુસ્થાનની મુસાફરીએ નિકળી, કેટલાંક વેપારી મથકોના વિષે પણ જ્ઞાન મેળવ્યું છે, અને મનોવૃત્તિ ચંચળ હોવાને લીધે

સં. ૧૯૫૭ માં પોતે વેપાર નિમીત્તે જાપાનની મુસાફરીએ જવાની સઘળી તૈયારીઓ કરી હતી. હરીલાલભાઇને તે ખબર પડવાથી તેમને ત્યાં જતા અટકાવવા–વિઘ્ન નાંખ્યું અને મઝીઆરો વ્હેંચવાની ગડબડમાં તેમનાથી જઈ શકાયું નહિ. પોતાના કાકાથી સં. ૧૯૫૯માં જુદા થયા પછી, વેપાર તરફ તેમનું મન વિશેષ રોકાયેલું હોવાને લીધે સં. ૧૯૬૨ માં સિદ્ધપુરના સુપ્રસિદ્ધ શેઠ મુલ્લાં મહમદઅલી સાહેબ સાથે મળી તેમના ભાગમાં એક ‘ ઓઇલ મીલ ’ સ્થાપન કરી છે.

આ શેઠની આફ્રિકાના ડીજ્યુયુતિમાં પેઢી છે તેના મેનેજર ચતુરભાઈના ભાઈ અમીન પરભુલાલ છે.

પોતાના વડીલોએ પ્રાપ્ત કરેલા ખેરવાગામના વહીવટ સંબંધી માંહોમાંહે કલેશ થવાથી, તેમજ શ્રીમંત સરકાર તરફથી કેટલાક અગત્યના ફેરફારો થયેલા, તે પ્રસંગે તેમના હક્કોને નુકસાન થયેલું, જે શ્રીમંતની કૃપા મેળવી પોતાની અડચણો નિવેદન કરી પોતે દુર કરાવી શકયા છે. રાજ્યના અમલદારો સાથે હળીમળીને નેક બુદ્ધિથી શ્રીમંત સરકારની નોકરી કરવાના ઉત્તમ ગુણોએ કરીને રાજ્યના અમલદારોની પોતે સારી લાગવગ મેળવી શકયા છે અને તેના પરિણામે પોતાના જ્ઞાતિબન્ધુઓને આવતી મુસ્કેલીઓ દુર કરવા પ્રસંગોપાત પ્રયાસ કરે છે. ના. શ્રીમંત સરકારે પસાર કરેલા બાળલગ્નના કાયદાથી જ્ઞાતિબન્ધુઓ દંડાઈ ન જાય તે ખાતર પોતે કાળજી રાખી સારો પ્રયાસ કર્યો છે અને ઉમિયા માતાની કમીટીમાં તેમજ જ્ઞાતિના આગેવાનો સાથે પણ સારો સંબંધ હોવાને લીધે સં. ૧૯૬૭ના વિવાહ પ્રસંગે જ્ઞાતિની ઉત્તમ સેવા બજાવી છે, જે માટે તેમને ખાસ ધન્યવાદ ઘટે છે; તદુપરાંત પોતાના કનિષ્ટ બન્ધુ માણેકલાલને પણ પ્રસંગોપાતનું જ્ઞાતિહીતનાં કાર્યોમાં ભાગ લેતા કરી ‘ કડીપ્રાંત ખેડુત સમાજ ’ અને ઉમિયા માતાના મેળાની સ્થાપના કરવામાં આગેવાનીભર્યો ભાગ લીધો છે. કડીપ્રાંતના કૃષિકારો લાભ લઈશકે તે ઇરાદે ખેતીવાડીને લગતુ ‘મૉડેલ ફાર્મ’ જગુદણમાં ઉઘડાવ્યું છે.

## શ્રી ઉમિયા માતાજી સંસ્થાન.



ભાટ વહીવંચાદિ એવી વાતો કરે છે કે પ્રાચીનકાળમાં શંકર ભગવાને સ્વહસ્તે હાલ જ્યાં ઉંઝા છે ત્યાં પોતાનાં પટરાણી દેવીશ્રી ઉમિયાજીની સ્થાપના કરી હતી અને તેથી તે સ્થાન કેટલાક કાળ સુધી ઉમિયાપુરીના નામથી પિછાનાતું હતું, પરંતુ કાળના વહન સાથે ધીમે ધીમે તે નામનો અપભ્રંશ થયો અને તેને બદલે ઉંઝા કહેવાવા લાગ્યું. બીજો આધારવાળો એવો ઉલ્લેખ છે કે ઈ. ૧૫૬ માં,–સંવત ૨૧૨ માં દેસાઇ પટેલોના પૂર્વજ વ્રજપાલજી નામના માધાવતીના રાજવિ હતા. તેઓ પોતાનું રાજ્ય ગુમાવી બેઠા અને શ્રીસ્થળમાં માતૃગયા કરવા આવ્યા હતા, ત્યાંથી તેમને પાછા ફરતાં પોતાના ઘણા કૂર્મીભાઈઓ મળ્યા. તેમના અતિ આગ્રહથી ત્યાં રહેવાનો ઠરાવ કર્યો અને સઘળાઓને ત્યાં વસાવી શ્રી ઉમિયાજીની સ્થાપના કરી અને તેપરથી શ્રી ઉમાપુર અને પછી ઉંઝા નામ પડયું. તે વખતે માતાજીની સ્થાપના થઈ ત્યારે દેવળની શી સ્થિતિ હતી તે વિશે વધારે કાંઈ જાણવામાં આવ્યું નથી. પરંતુ આસપાસ વસ્તા સઘળા કૂર્મીઓ દેવીશ્રીને કુળદેવી માની ત્યાં વારંવાર યાત્રા, બાધા, પૂજન અર્ચન, નૈવેદ્ય વગેરે કરવા આવતા, તેઓનો પુરોહિત નાગર ગોર દેવીશ્રીની પૂજા કરતો હતો તેથી જ્ઞાતિબન્ધુઓનો તેના પ્રતિ ઘણો પૂજ્યભાવ હતો. તેનાદ્વારા વનરાજના સમયમાં પ્રધાન ચાંપરાજે આપણી લગ્નપદ્ધતિમાં ફેરફાર કરાવ્યો હોય તેવી ગાથાઓ સાંભળીએ છીએ. ત્યારથી લગ્ન નીર્માણુ કરવાનું સ્થાન માતાજીનું મંદીર બન્યું અને મહિમામાં વૃદ્ધિ થતી ચાલી. આ પ્રમાણે અણુહીલપુરના રાજઅમલમાં એટલે સંવત ૮૦૦ ઈ. ૭૪૬ થી ૧૨૯૭ ઇસ્વીમાં, જ્યાં સુધી ગુજરાતમાં મુસલમાની રાજઅમલ થયો, ત્યાં સુધી કણબીઓની ચડતી હતી, એટલે દેવીશ્રીના ધામની પણ પૂર્વ સ્થિતિ ઘણી પ્રશંસનીય હતી. ત્યાર પછીથી દેવસ્થાનો વગેરે માંથે વીંટબણાઓ આવી તેમાં આપણી કુળદેવીનું ધામ પણ જોખમાયું હોય તેમ મનાય છે. પાછળથી તે દેવળ, જ્ઞાતિ બન્ધુઓએ ઈંટ ચુંનાનું બંધાવ્યુ હતું તે તેજ સ્થિતિમાં છેક ઈ. ૧૮૪૦–૫૦ સુધી ચાલ્યુ. જ્યારથી ના. અંગ્રેજ સરકારનું રાજ્ય આવ્યું અને દેશમાં લુંટારા વગેરેનો દોર તદ્દન દફે થઈ ગયો અને સર્વત્ર શાંતિ વ્યાપી રહી, ત્યારે લોકોનો દેશ પરદેશ સંબંધ વધતો ગયો, તેમ તેમ યાત્રાદિ વધવા લાગ્યાં. આપણાં કુળદેવીની પણ કૂર્મીભાઇઓએ યાત્રાઓ શરૂ કરી. જર્જરીત થઇ ગયેલા દેવળનો જીર્ણોદ્ધાર કરાવવા સહુ યાત્રાળુઓને ઇચ્છા

થાય પણ જ્યાં સુધી આગળ પડી કોઇ કરનાર ન મળે ત્યાં સુધી આવાં સાર્વજનિક કોઈપણ કામ થઇ શકતાં નથી. તેજ પ્રમાણે દેવળને સમરાવવા જ્ઞાતિબન્ધુઓમાં ઉપડેલી તીવ્ર ઇચ્છા ઇ. ૧૮૫૦ સુધી તૃપ્ત થઈ નહિ. તે સમયમાં અમદાવાદના રા. રા. રામચંદ્ર મનસુખરામ નામના જ્ઞાતિ બન્ધુના હૃદયમાં કુળદેવીએ પ્રેરણા કરી અને જ્ઞાતિ બન્ધુઓની એક સભા બોલાવી. તેમાં સર્વાનુમતે આખી જ્ઞાતિમાંથી ઉઘરાણું કરવા ઠરાવ થયો; તે પરથી પાટડી, વિરમગામ, અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત, કડીપ્રાંત, દક્ષિણમાં વરાડ ને ખાનદેશ તથા નિમાડ, કાઠિયાવાડ વગેરે જે જે ભાગમાં કણબીઓની વસ્તી છે, તે તે ભાગમાં ઉઘરાણું કરાવ્યું અને માતાજીની કૃપાવડે લગભગ એક લાખ રૂપિયા એકઠા થયા. જે પરથી જ્ઞાતિના સદ્ગૃહસ્થોએ મળી પત્થરનું દેવાલય બાંધવા ઠરાવ કર્યો અને તે કામ માતાજીના પરમભક્ત રા. રામચંદ્ર મનસુખરામ અમદાવાદવાળાને સોંપ્યું ઈ. સ. ૧૮૬૫.

ઇંટચુનાના દેવળની જગાએ પત્થરનું નવું દેવળ, ઇંટ ચુનાના ઘુંમટવાળી ચોકીઓ, મંડપ, નિચે ભોંયરૂ વગેરે તૈયાર થયાં, પરંતુ કેટલુંક કામ અપૂર્ણ રહ્યું હતું. તે ઘણા વખત સુધી તેજ સ્થિતિમાં રહ્યું. રા. બ. લસ્કરી શેઠે તે પૂર્ણ કરી બીજું નવું કામ કરવા પણ ધારણા ધરી. આ હેતુને બરલાવવા જ્યારે ના. ગાયકવાડ સર સિયાજીરાવ ઈ. સ. ૧૮૮૨માં કડી પ્રાંતમાં પધાર્યા ત્યારે તેમના ખાનગી કારભારી તથા કડી પ્રાંતના સુબા સાહેબ રાવ બહાદુર લક્ષ્મણરાવ જગન્નાથદ્વારા, નજીકનું ઉમિયાદેવીનું ધામ જોવાને તથા અપૂર્ણ કામ પુરૂ કરવામાં, તથા ધર્મશાળા બાંધવામાં યોગ્ય મદદ આપવાને તેઓશ્રીને વિનતિ કરાવી. તે પરથી ના. ગાયકવાડ સરકાર પધાર્યા, પણ ત્યાં કોઇ આગળ પડતો નર ન હોવાથી દ્રવ્ય સંબંધી કોઇએ કશી માગણી કરી નહિ. પરંતુ તે સબંધી સુબા સાહેબનો રા. બા. બહેચરદાસ પર પત્ર હતો તેમાં જણાવ્યું હતું કે જો તમે યોગ્ય રકમ એકઠી કરશો તો શ્રીમંત મહારાજા સાહેબ પણ બહોળે હાથે* મદદ કરશે.

આ પ્રમાણેની સુચના મળવાથી રા. બા. બહેચરદાસ શેઠે પોતાના ત્યાં તા. ૧૮-૧-૮૩ના દિવસે માતાજીના અપૂર્ણ દેવળને પુરૂ કરવા, અને તેને અંગે એક સારી ધર્મશાળા બંધાવવા વિશે વિચાર કરવા, મોટાં મોટાં બાસઠ ગામોના પાટીદારોને પોતાને ત્યાં તેડાવી એક અઠવાડીઆ સુધી રાખ્યા, ને

* ‘ટાઈમ્સ ઑફ ઇંડિઆ’ તા. ૧૩-૧-૧૮૮૩.

યોગ્ય સેવા ચાકરી કરી. તે ગામોના લગભગ ચારસો પ્રતિનીધિઓ આવ્યા હતા. તેમને માતાજીના દેવળ વિશે, ધર્મશાળા વિશે, તથા સુબા સાહેબના પત્ર વિશે કામની સમજણ પાડી કે તરતજ સહુએ મળી ત્યાંજ રૂા. ૫૨૮૬ ભરી આપ્યા. ત્યાર બાદ આ કાર્યમાં રૂ. ૧૦૦૧ ના. પાટડીના દરબારશ્રીએ તથા રૂ. ૧૦૦૦ રા. બા. બહેચરદાસે અને બીજાં પરચુરણ ગામોએ રૂ. ૨૦૦૪ ભરી આપ્યા. એટલે કુલે રૂ. ૮૨૯૧ થયા. આ પ્રમાણે ભરાયેલી રકમ વિશે તથા ને. ના. ગાયકવાડ સરકાર તરફથી યોગ્ય મદદ મેળવવા શેઠજીએ કડી પ્રાંતના સુબા સાહેબ રા. બા. લક્ષ્મણરાવને પત્ર લખ્યો તા.૧૪-૧૦-૮૩. તે ઉપરથી સુબા સાહેબે હજુરમાં લખાણ કર્યું તા. ૪-૧૨-૮૩. જેના પ્રત્યુત્તરમાં મહારાજા સાહેબે આ કામમાં રૂ. ૧૫૦૦ સિફાઈ આપવા તા. ૨૬–૧૨–૮૩એ હુકમ કર્યો, ‘‘અને શેઠને તે રકમ મળી.

સને ૧૮૮૪ના જાનેવારીની ૨૪મી તારીખે, ઉંઝા સ્વસ્થાનમાં કેટલાક આગેવાનોની કમીટી મળી અને તેમાં આખા દેશમાં જ્યાં જ્યાં કડવા કણબી વસતા હોય ત્યાંથી ઘરદીઠ એક એક રૂપિયો ઉઘરાવવા ઠરાવ કર્યો, અને વિશ્વાસપાત્ર માણસો રાખી ઉઘરાણું શરૂ કરાવ્યું. બીજીતરફથી તા.૨૫–૧–૮૫ ના દિવસે શેઠે મકાનો અને ધર્મશાળાનો કાષ્ટનો નમુનો તથા ખરચનો અડસટેલો આંકડો રૂ. ૧૩૦૫૧ વગેરેનાં કાગળીઆં મીટીંગમાં મુકયાં, તે સહુને ગમ્યાં અને તે પ્રમાણે કામ કરાવવા અને નજરમાં આવે તો યોગ્ય સુધારા વધારા સાથે તે કામ પુરૂ કરવાની સત્તા આપી. જુદાં જુદાં ગામોનું ઉઘરાણું આવ્યા બાદ સને ૧૮૮૬ના ઑકટોબ્બર સુધીમાં કુલ્લ રૂ. ૨૫૦૬૮ થયા. તે ઉપરથી ઠરાવ કરવામાં આવ્યા પ્રમાણે સને ૧૮૯૫માં રા. રા. રામચંદ્ર મનસુખરામભાઈના હાથથી અપૂર્ણ રહેલું કામ, તથા માતાજીના પત્થરના ભવ્ય અને નકસીદાર દેવાલય ફરતી ૨૫ ફુટ જગા છુટી રાખી પત્થર તથા ચુનાથી વિશાળ ધર્મશાળા–યાત્રાળુઓના ઉપયોગ સારૂ બાંધવાના કામમાં રૂા. ૧૭૫૩૮, ખરચ થયા. તે વિશાળ ધર્મશાળા, પૂર્વ પશ્ચિમ ૧૮૫ ફુટ લાંબી છે, તથા ઉત્તરે ૧૬૦ ફુટ તથા દક્ષિણે ૧૪૮ ફુટ છે. તેમાં ૬૧ વિભાગ છે, તે ખંડને મહેરાબદાર દરવાજા છે. થાંભલા, કમાનોનાં મથાળાં અને ભોંયતળીઆની કિનારીમાં સઘળે પત્થરો વાપર્યા છે, અને ધર્મશાળા ઉપર છોબંધ મજબુત ધાબુ બનાવી ચોગરદમ ફરતી અગાસી કરી છે. ધર્મશાળાના ચારે ખુણે ચાર ઘુંમટ છે તે દુરથી તેની શોભા અને ભવ્યતામાં ઓર વધારો

કરે છે. આ ઘુમટની નિચે સગવડવાળા બારી, અને ઝરૂખાદાર ઓરડાઓ છે. જેમાં કુટુંબો સાથે યાત્રાળુઓ રહી શકે છે. ખંડોમાં તમામ ઠેકાણે ભોંયતળીએ ચોરસાં જડી લીધેલાં છે. ધર્મશાળાની ઘણી બાજુએ અંદર ઓટલા છે, તેના પર લોખંડના થાંભલા ઉભા કરી જસતનાં પતરાં જડીદીધાં છે, જેથી ચોમાસામાં વાવાઝોડા વેળા અંદર વાછોટ આવી શકે નહિ. પૂર્વ બાજુના પેસવાના દરવાજે ૨૨ ફુટ લાંબી અને ૧૧ ફુટ પહોળી ઓરડી ગવૈયાને રહેવા સારૂ કરી છે, તેમજ દક્ષિણ ભણી પણ ગવૈયા સારૂ એક ઓરડી કરી છે. આ વિશાળ ધર્મશાળામાં ત્રણ હજાર યાત્રાળુઓનો ખુશાથી સવડ થઇ શકે તેવી ગોઠવણ છે. આ ધર્મશાળાની ઉત્તર તરફના દરવાજા ઉપર ઘુમટ તથા નકસીદાર ખુબસુરત પત્થરની કમાનો છે. દેવળમાં રંગબેરંગી આરસપહાણની શોભાયમાન ફરસબંધી કરી છે. મંડપની નીચે એક ભોંયરૂં બનાવ્યું છે અને તેનું તળીઉં પણ મજબુત કર્યું છે. મંડપને પણ ત્રણે તરફ બારિક નકસીની કમાનો બનાવી છે તે જોતાં હિંદુસ્થાનની પ્રાચીન શીલ્પકલાની તારીફ કર્યા વિના કોઇ પણ પ્રેક્ષકને ચાલે તેમ નથી.

માતાજીના દેવળને લગતી ધાબાબંધ મુખ્ય ધર્મશાળા ઉપરાંત બીજી ૧૨૫ ફુટ લાંબી અને ૧૦૨ ફુટ પહોળી નાની ધર્મશાળા બાંધવામાં આવી છે, જેમાં રૂ.૩૪૭૬) ખરચવામાં આવ્યા છે. તેમાં આવવા ગામ તરફ દ્વાર છે ત્યાં એક લાકડાનો દરવાજો બનાવ્યો છે. પૂર્વ પશ્ચિમ દિશાએ પડાળીઓ છે તે ઉપરાંત ઉત્તર બાજુ સાત ખંડ છે. ભોંયતળીઆના પાંચ ઓરડાઓ દુકાનો તરીકે વપરાય છે અને બાકીના બે ઓરડાને મેડા તથા ધાબાં છે. તેમાં પુજારી તથા માતાજીના સ્વસ્થાનના વહીવટદાર રહે છે. આ ધર્મશાળામાં પણ ૫૦૦) માણસોનો સવડ છે. આ પ્રમાણે ખર્ચ થવા ઉપરાંત રૂ. ૩૨૬૨) માતાજીના દેવળમાં આરસપહાણ માટે તથા રૂ. ૧૫૩૭) નોકરોના પગાર વગેરેના મળી કુલ ખરચ રૂ. ૨૫૮૧૨) થયા. જ્યારે કુલ ઉપજ રૂ. ૨૫૦૬૮) થઇ હતી.

ઉંઝાના પટેલ ત્રીકમદાસ બેચરદાસ રૂંસાતે માતાજીના દેવળની નજીકમાં પોતાની જમીનનો એક કકડો હતો તે દેવીશ્રીના કમ્પાઉન્ડની બહાર ધર્મશાળા બંધાવવા વિના મુલ્યે માતાજીના સ્વસ્થાનને અર્પણ કર્યો છે, તે ખાતે તેમને ધન્યવાદ ઘટે છે.

સને ૧૮૮૭માં દેવળ, ધર્મશાળાઓ વગેરે કામ પરીપૂર્ણ થયાં ત્યારે ઉમાદેવીના સ્વસ્થાનની કમીટીના સભાસદો તેને ખુલ્લાં મુકવાની ક્રિયા કરવા

ના. ગાયકવાડ સરકારને આમંત્રણ કરવા ગયા, તેથી તેમણે પોતાની વતી કડી પ્રાંતના સુબા સાહેબને તે ક્રિયા કરવા હુકમ કર્યો. આઠ દશ હજાર માણસો એકઠા થયા અને તા.૬-૨-૮૭ના દિવસે આ ક્રિયા થઈ. ના. ગાયકવાડ સરકાર તરફથી માતાજીને કિંમતી પોશાકની ભેટ ધરી, તથા આવા લોકહિતના કાર્યમાં તન, મન અને ધનથી ભાગ લેવા માટે શેઠ બહેચરદાસને પણ તેઓશ્રી તરફથી શાલ જોટા તથા પાઘડી ભેટ મળી અને કમીટીના મેમ્બરોએ આભાર માન્યો. માતાજીના દેવળપર શીખ્ખર ચડાવવાની ભેટના ઉંઝાના પા. નાગરદાસ ઉગરદાસ તથા કશળદાસ કીશોરદાસે રૂ. ૨૦૦૦) આપ્યા હતા.

દેવળ તથા ધર્મશાળાઓ વગેરેનું કામ થઈ ગયા પછી, આવા એક જબરજસ્ત ધામમાં અથવા આસપાસ મીઠા પાણીનો કાંઈ પણ સવડ ન હોવાથી, યાત્રાળુઓને ભારે વિટંબણા પડી હતી. તે સ્વાલ કમીટીએ હાથ પર લીધો અને ચૈત્ર શુદી ૮ સં. ૧૯૪૩-ઈ. સ. ૧૮૮૭ પહેલી એપ્રીલે એક જળાશય બંધાવવા ઠરાવ કર્યો. આ વખતે મોટો મેળો ભરાયેલો હોવાથી, દેશેદેશમાંથી જ્ઞાતિના બારથી પંદર હજાર માણસોએ હાજરી આપી હતી. તેમની સમક્ષમાં અને કડી પ્રાંતના સુબા રા. બા. રામચંદ્ર ગોપાળરાવ હરી દેશમુખના હાથે, તે જળાશયના પાયામાં, તેજ દિવસે પત્થર મુંકાવી ખાત મૂહુર્ત કર્યું, અને આવા એક જળાશય માટે જોઇતા બાહોશ કારીગરો શેઠ બહેચરદાસે પોતાના ત્યાંથી મોકલી કામ શરૂ કરાવ્યું. માનસરોવરમાં પાણી નિર્મળ રાખવા સારૂ તેની નજીકમાંજ એક ઉંડો કૂવો કરાવ્યો, અને તેના તળીએથી તે માનસરોવરના મધ્યના કુવાના તળીઆ સુધી, નીચે પત્થરની ગટર બંધાવી બંનેનો સંબંધ જોડી દીધો, કે પાણી અસ્વચ્છ થાય ત્યારે તદ્દન ઉલેચી શકાય. આ કૂવામાંથી માતાજીની વાડી ને પાણી પવાય છે. તે જળાશયનું નામ માનસરોવર રાખ્યું. તે ૧૨૦ ફુટ લાંબુ, ૧૨૦ ફુટ પહોળું અને ૫૬ ફુટ ઉંડું છે. તેને ચારે બાજુથી ઉતરવા પત્થરનાં પગથીઆં છે. તે બંધાતુ હતુ ત્યારે કમીટીને ઘણા માણસો તરફથી અંદર એક શીવાલય બનાવવા સૂચના કરવામાં આવી; તે ઉપરથી એક નાજુક પણ સુંદર શીવાલય બંધાવ્યું, જે ૯ ફુટ પહોળું તથા ૨૮ ફુટ ઉંચુ છે. માનસરોવર, કુવો, શીવાલય વગેરેમાં એકંદરે બાર હજાર રૂપિયા ખર્ચ થયું હતું. તે તૈયાર થઇ રહ્યું ત્યારે શેઠ બહેચરદાસ સ્વર્ગવાસી થયા હતા,

તેથી તેમના પુત્ર શેઠ શંભુપ્રસાદભાઇએ મીટીંગની સલાહ મુજબ ગામે-ગામ આ પ્રસંગની પત્રિકાઓ મોકલી સં.૧૯૫૧ના મહા વદી ૪ બુધવાર-તા. ૧૩-૨-૯૫ ના દિવસે યોગ્ય ક્રિયા કરાવી ખુલ્લું મુંકાવ્યું.

ઉપર પ્રમાણે ઉંઝા માતાના દેવળ અને તેને ફરતાં બાંધકામોની સ્થિતિ છે, પરંતુ સમારકામ કરાવવાનો પ્રસંગ આવી લાગ્યો છે અને અત્યારથી તે કામ હાથ લેવામાં નહિ આવે તો, ભવિષ્યમાં વધારે ખર્ચ કરવાની જરૂર પડશે. અમારા ધારવા પ્રમાણે એથી ત્રણ હજાર રૂપિયા સમાર કામમાં થાય તેવું છે, જે ખર્ચ જ્ઞાતિ બન્ધુઓ-માતાજીના સેવકોની સંખ્યાના પ્રમાણમાં નહિ જેવુંજ છે. દર વૈશાક શુદ ૧૫ મેળો ભરાય છે. તે વખત દેશપરદેશના ઘણા બન્ધુઓ ત્યાં આવે છે. યાત્રાળુ માટે ઉતર-વાનો સવડ છે. વાસણ ગોદડાં માતાજીમાંથી નિયમીત ભાડાની જુજ રકમ લઇ આપવામાં આવે છે, જે રકમ તેજ કામના ઉપયોગમાં લેવાય છે. માતાજીની પાવડી પુજા, ભયો, થાળ વગેરે પણ થાય છે, જે માટે જુજ ભેટ રાખી છે; જેથી તમામ ભાઇઓ તેનો લાભ લઇ શકે. વાગરા તાલુકાના સુત્રેલ ગામના પા. ઇશ્વરદાસ ઝવેરભાઇએ ટ્રસ્ટ કરી પોતાની મિલકતનો મોટો ભાગ માતાજીને અર્પણ કર્યો છે, જેમાં ૧૧૬ વિઘા જમીન અને ૬ ઘર છે, જેની કિંમત આશરે દશ હજારની છે. તેની વાર્ષિક પેદાશ આશરે રૂ. ૪૦૦—૫૦૦ આવી શકે છે. ધન્ય છે આવા ભક્તોને! બીજી પણ જે મિલકત તેની સ્ત્રી પાસે છે તે, તેના મરણ પછી માતાજીમાં મળે તેવો વિલમાં હક્ક કર્યો છે.

માતાજી સંસ્થાનમાંથી સદાવર્ત અપાય છે. પ્રથમ શરૂ કરતાં ઉંઝા-વાસી કણબીઓએ દરેક હળ દીઠ દરસાલ અર્ધ મણ અનાજ આપવા કબુલ કરેલું, પણ પાછળથી ઘણા શીથિલ થઈ ગયા, પણ તે ખાતુ ચાલે છે અને ખુટે છે તે માતાજીના ફંડમાંથી ઉમેરાય છે.

માતાજીનું સિંહાસન શેઠ શંભુપ્રસાદભાઇના વખતમાં થયેલું. જામદા-રખાનામાં માલૂમ પડતી ઘણી કિંમતી ચીજો તથા માતાજીના દાગીના તે જ્ઞાતિબન્ધુઓની ભેટોના છે. માતાજીનો વહીવટ કમીટીથી થાય છે. તેના પ્રેસીડંટ શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરી છે. કારભારી તરિકે હવે ગણપતરામ લલ્લુરામ લગભગ ત્રીશ વર્ષથી નોકરી કરે છે, અનુભવી છે અને જુના માણસ છે.

## ઇન્ફંટીસાઈડ સ્કૉલરશીપ.

આપણે આગળ વાંચી ગયા તેમ નામદાર હિંદુસ્થાનની સરકારે દેશના જુદા જુદા ભાગમાં ચાલતો બાળકી હત્યાનો છુપો પ્રચાર અટકાવવા, સને ૧૮૭૦ માં ૮ મો ઍક્ટ પાસ કરી, જરૂર પ્રસંગે તેને લગતા કાયદા ઘડવા, સ્થાનિક સરકારોને સત્તા આપી; ત્યારે મુંબઇ ઇલાકામાં વસતી લેઉવા કડ઼ૅવા કૂર્મી જ્ઞાતિ માટે પણ જુદા જુદા રીપોર્ટ થયેલ હોવાથી તથા સદરહુ જ્ઞાતિની વસ્તિની ગણત્રી કરતાં, પુરૂષ કરતાં સ્ત્રીની સંખ્યા ઘણી ઓછી માલૂમ પડવાથી બાળાઓનો બચાવ કરવા, તે કાયદાની રૂએ ના. મુંબઈ સરકારે જુદા કાયદા ઘડી હિંદ સરકારની મંજુરી મેળવી સને ૧૮૭૧ની ૧૫મી એપ્રીલે તેમને બહાર પાડયા. તે કાયદાઓની અમુક કલમો પ્રમાણે જ્ઞાતિમાં થતાં જન્મ, મરણ, વિવાહ, લગ્ન વગેરે ફી લઈને નોંધવામાં આવતાં હતાં. આવી રીતે એકઠી થયેલી ફીનાં નાંણાંનું સને ૧૮૭૩માં ઇન્ફંટીસાઇડ ફંડ બનાવવામાં આવ્યું. આ પ્રમાણે દિન પ્રતિદિન વૃદ્ધિ પામતું ફંડ નામદાર સરકારમાં ઘણી લાંબી મુદત સુધી પડયું રહ્યું. જ્યારે સને ૧૮૮૯માં આ જ્ઞાતિ માટે ના. મુંબઇ સરકારે કાયદા ઘડયા ત્યારે આ ફંડનો શો ઉપયોગ કરવો, તે વિશે કાંઇ પણ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું નહિ અને ઘણા વખત આ ફંડ ઉપયોગમાં આવ્યા સિવાય પડી રહેલ હોવાથી, મુંબાઈ લેજીસ્લેટીવ કૌંસિલના ઑનરેબલ સભાસદ મી. બડૅવુડે એક બીલ રજુ કર્યું, જેનો સાર એવો હતો કેઃ–

આ ફંડમાં ખેડાજીલ્લામાંથી માત્ર રૂ. ૮૭૩૬ થયા છે તથા અમદાવાદ જીલ્લામાંથી રૂ. ૬૨૪૫૨ થયા છે. આ એકત્ર રકમ લગભગ વીશ વર્ષથી પડી રહી છે, છતાં તેને માટે કોઈ યોજના થયેલ નથી. તેમ લેઉવા કડૅવા બંને જ્ઞાતિતરફથી એકઠું કરવામાં આવેલ આ ફંડ, માત્ર અમુકજ જ્ઞાતિમાં વપરાય તેમ યોજના કરવી તે મુશ્કેલ છે; માટે આ રકમ તે જીલ્લાઓમાં પાણી પુરૂ પાડવા, આરોગ્યતા વધારવા, કેળવણી આપવા વગેરેમાં સ્વતંત્ર રીતે વાપરવા તે જીલ્લાની[1] લોકલ બોર્ડોને સોંપી દેવી.

આ પ્રમાણે આ ફંડ લોકલ બોર્ડને સોંપાવાની બીના જાહેરમાં આવતાં, આપણી જ્ઞાતિનાં જુદાં જુદાં ગામોની સહીઓવાળી એક અરજ મુંબાઇ સરકારમાં મોકલી એવી માગણી કરી કે, અમારી જ્ઞાતિમાંથી એકઠાં કરવામાં

૧ ' બૉમ્બે ગેઝેટ ' તા. ૧૮–૯–૮૬

આવેલ નાંણું અમારી જ્ઞાતિનાં બાળકોની કેળવણીમાંજ વપરાવાં જોઇએ; અને લેઉવા કડવા વિભાગમાંથી આવેલ નાંણાંના પ્રમાણમાં જ્ઞાતિના તે જુદા જુદા ભાગના બાળકોને લાભ મળવો જોઇએ.

આ અરજીપર નામદાર સરકારે રહેમ દિલથી વિચાર કરી નીચે પ્રમાણે ઠરાવો[1] બહાર પાડયા.

## નિયમો.

**અ** (૧) અમદાવાદમાં મેઈલ ટ્રેનીંગ કોલેજમાં અભ્યાસ કરતી લેઉવા અથવા કડવા કણબી જ્ઞાતિના યોગ્ય વિદ્યાર્થીઓને ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબની મારફતે રૂ. ૬)ની એક એવી બે સ્કોલરશીપો દરમહિને આપવામાં આવશે.

જો કોઈ એવા વિદ્યાર્થીની સ્ત્રી કેળવાયેલ મહેતીજી હશે અથવા તો ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં અભ્યાસ કરતી હશે, તો તેને સૌથી પહેલી પસંદ કરવામાં આવશે; એટલે તે સ્કોલરશીપ મેળવનાર ઉમેદવારોમાં તેનો હક્ક પ્રથમ ગણાશે.

(૨) અમદાવાદમાં ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં અભ્યાસ કરતી લેઉવા અથવા કડવા જ્ઞાતિની યોગ્ય સ્ત્રીઓને રૂ. ૮) ની એક અને રૂ. ૭)ની એક એવી બે સ્કૉલરશીપો ઉત્તર વિભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબની મારફતે આપવામાં આવશે. તે સ્કૉલરશીપના ઉમેદવારમાં જે સ્ત્રીનો પતિ કેળવાયેલ મહેતાજી હશે અથવા તો અમદાવાદ મેઈલ ટ્રેનીંગ કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતો હશે, તેનો હક્ક સૌથી પહેલો ગણાશે.

લોકલ બોર્ડના નિયમોને અનુસાર કોઈપણ સ્કૉલરશીપ મળતી હશે, તે ઉપરાંત પણ આ સ્કૉલરશીપો આપવામાં આવશે. જો વિદ્યાર્થી નિયમીત હાજર રહેશે, સારી વર્તણુંક રાખશે અને સંતોષકારક રીતે ભણશે, તો આ સ્કૉલરશીપો જ્યાં સુધી કૉલેજમાં ભણશે ત્યાં સુધી આપવામાં આવશે.

**બ** જીલ્લાની લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટિની કન્યાશાળાઓમાં ભણતી લેઉવા તથા કડવા કણબી જ્ઞાતિની છોકરીઓને ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબની મારફત, ચાર આનાથી તે એક રૂપિયા સુધીની ધોરણના પ્રમાણમાં સ્કૉલરશીપો આપવામાં આવશે.

---

૧ 'મુંબઈ ગેઝેટ' ભા. ૧ પા. ૫૧૨-૧૩ નં. ૨૨૨૦ તા. ૫-૫-૧૯૦૪.

આ સ્કૉલરશીપોનું ખર્ચ પુરૂ પાડવાને નીચે મુજબ રકમો આપવામાં આવશે.

લોકલ બોર્ડ કન્યા શાળાઓ. રૂ- ૭૭૮)
મ્યુનિસિપલ પ્રાથમિક કન્યાશાળાઓ રૂ. ૪૩૦)

આ સ્કૉલરશીપો નિયમીત હાજરી, સારી વર્તણુંક અને સંતોષકારક અભ્યાસની સરતોથી આપવામાં આવશે, પણ જેટલા દિવસ નિશાળ ઉઘાડી હોય તેના ⅓ એતૃતિયાંશ દિવસ જે છોકરીની હાજરી નહિ હોય, તે છોકરીને સ્કૉલરશીપ આપવામાં આવશે નહિ.

क ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતા લેઉવા અથવા કડવા કણબી જ્ઞાતિના કોઇ પણ વિદ્યાર્થીને, દર મહિને બાર રૂપિયાની સ્કૉલરશીપ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબની મારફતે આપવામાં આવશે. આ સ્કૉલરશીપના ઉમેદવારોમાં, જે ઉમેદવાર પ્રીવીયસની પરીક્ષા પસાર કર્યા બાદ પુનાની સાયન્સ કૉલેજમાં (હુન્નરશાળામાં) ખેતીવાડીના સંપૂર્ણ જ્ઞાનના સર્ટીફીકેટના માટે અભ્યાસ કરવા ત્યાં જઈ તે શાળામાં દાખલ થવાનું કબુલ કરશે, તેનો આ સ્કૉલરશીપ મેળવવામાં સહુથી પહેલો હક ગણાશે; અને આ સ્કૉલરશીપ તેને ત્યાં પણ આપવામાં આવશે. તે વિદ્યાર્થીને આ સ્કૉલરશીપ ચાર વર્ષ સુધી અથવા તો તે શાળાની છેલ્લી પરિક્ષા પસાર કરે ત્યાં સુધી આપવામાં આવશે. જો આવો કોઈ પણ ઉમેદવાર નહિ હોય તો, ગુજરાત કૉલેજમાં છેલ્લી પરીક્ષા સુધી અભ્યાસ કરનાર વિદ્યાર્થીને તે સ્કૉલરશીપ આપવામાં આવશે અને ચાર વર્ષ અથવા ડીગ્રીની (સર્ટિફીકેટની) છેલ્લી પરીક્ષા પસાર કરે, ત્યાં સુધી તે સ્કૉલરશીપ મળશે. નિયમીત હાજરી, સારી વર્તણુંક અને સંતોષકારક વિદ્યાભ્યાસની સરતે ગયા વર્ષની મેટ્રીક્યુલેશનની પરીક્ષાના પરિણામના પ્રમાણમાં, કડવા અને લેઉવા કણબી જ્ઞાતિના યુવકોને વારાફરતી કોઈ પણ વર્ષના જાનેવારી માસથી આ સ્કૉલરશીપ આપવામાં આવશે.

ख હાઈસ્કુલો તથા સ્પેશ્યલ સ્કુલોમાં અપાતી સરકારી સ્કૉલરશીપોના નિયમોમાં સરકારે જે જે સરતો મુકેલી (દર્શાવેલી) છે, તે સરતોથી હાઇસ્કુલોમાં ભણતા લેઉવા અથવા કડવા જ્ઞાતિના વિદ્યાર્થીઓને ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર સાહેબની મારફતે દરેક મહિને રૂ. ૫)ની, એવી ચાર સ્કૉલરશીપો આપવામાં આવશે, પાછલા વર્ગોને માટે જે ઉમ્મર નક્કી

થયેલી છે, તે ઉપરની હદ ધ્યાનમાં લઇને તે સ્કૉલરશીપો હાઇસ્કુલમાં તે વિદ્યાર્થિ ભણે ત્યાં સુધી આપવામાં આવશે.

ઈ મિડલ અને સ્પેશ્યલ સ્કુલોમાં અપાતી સ્કૉલરશીપોના નિયમોને અનુસાર, મિડલ સ્કુલોમાં અભ્યાસ કરતા લેઉવા અથવા કડવા કણબી જ્ઞાતિના વિદ્યાર્થીઓને ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની મારફતે દરમહિને ત્રણ રૂપિયાની એક એવી ૭ સ્કૉલરશીપો આપવામાં આવશે. ઉમ્મરની હદ પાછલા વર્ગના વિદ્યાર્થીને માટે નિર્માણ થઈ છે તે સમજવી.

ફ (૧) પ્રાથમિક સ્કુલોમાં વિદ્યાભ્યાસ કરતા કડવા અથવા લેઉવા જ્ઞાતિના વિદ્યાર્થીઓને યોગ્ય ઈનામો આપવા માટે રૂ. ૧૫૦) ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની દેખરેખ નીચે ખર્ચવામાં આવશે. ઇનામમાં આપવાના ચોપડીઓ ખેતીવાડીમાં સુધારો થવાના હેતુથીજ પસંદ કરવામાં આવશે.

(૨) દરેક વર્ષે અમદાવાદના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ, જોઇતી ચોપડીઓ અને બીજા ઈનામની એક ખાસ યાદી બનાવીને મંજુરી માટે ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની તરફ મોકલશે. આવા ખાસ ઇનામો નિશાળોના ઉપલા ધોરણોનાજ વિદ્યાર્થીઓમાં વહેંચવામાં આવશે અને ચોથા ધોરણથી નીચેના ધોરણમાં વહેંચવામાં આવશે નહિ.



# પ્રકરણ ૪ થું.

## સ્વ. રા. બા. ઑ. શેઠ બહેચરદાસ લશ્કરી.*

સી. એસ. આઇ. અમદાવાદ.



આ સદ્‌ગૃહસ્થના પિતા શેઠ અમ્બાઈદાસ અમદાવાદ શહેરમાં એક નામાંકિત શરાફ તરિકે જાણીતા હતા. તે પુનાના પેશ્વા, વડોદરાના ગાયકવાડ અને કમ્પની સરકાર સાથે પોતાનો શરાફીવહીવટ ચલાવતા હતા. આ વખતે ગુજરાતમાં ગાયકવાડ અને પેશ્વાની સંયુક્ત સત્તા ચાલતી હોવાથી, દેશમાં

* "Representatives of India."—'હિન્દુસ્થાનના મહાન્ પુરૂષો' નામક અંગ્રેજી પુસ્તક ઉપરથી તેમજ મળી આવેલી વિગત પ્રમાણે, આ જ્ઞાતિભક્ત વીર પુરૂષના જીવનની હકીકત અત્રે આપવામાં આવી છે.

અવ્યવસ્થા વ્યાપી રહી હતી. અલ્પ સમયમાં ના. ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીએ ગુજરાતનું રાજ્ય પોતાના સ્વાધિન લીધું, તેવા દેશના ઉદય કાળમાંજ સને ૧૮૧૮–સં. ૧૮૭૪ ના આસો વ. ૯ ના દિવસે શેઠ બહેચરદાસનો જન્મ થયો. તે સમયને ઉપયોગી ગુજરાતી, તેમજ મરાઠી તથા ઉર્દુ ભાષાઓનો તેમણે સારો અભ્યાસ કર્યો હતો. મુસલ્માનોની સત્તાના સમયે પણ તેમના કુટુંબની રાજભક્તિથી પ્રસન્ન થઈ, તે સમયના સત્તાધિશે તેમને વેડસન અને ડેંગુચા, બે ગામો બક્ષિસ આપ્યાં હતાં. સને ૧૮૪૫માં તેમણે ના. ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીના લશ્કરી ખાતામાં નોકરી સ્વિકારી અને સારૂ નામ કાઢયું હતું, પરંતુ અલ્પ સમયમાંજ ભાવિએ તેમને તે દિશામાંથી અન્ય દિશામાં દોર્યા. તરતજ તેમના પિતાજીનો સ્વર્ગવાસ થતાં, તેમને એવી માનભરી નોકરી છોડવાની અનિવાર્ય આવશ્યકતા આવી પડી. પોતાના પિતાજીની અમરેલી, રાજકોટ, ભુજ, ડીસા અને નિમચ વગેરેની જુદી જુદી પેઢીઓનો વહિવટ તેમણે હાથમાં લીધો અને ઘણા અંગ્રેજ અધિકારીઓના વારંવારના પરિચયમાં આવવાથી પોતાના મિલનસાર અને માયાળુ સ્વભાવથી, તેઓ અધિકારીવર્ગમાં ઘણા લોકપ્રિય થઇ પડયા. શરૂઆતમાં તેમણે અંગ્રેજી ભાષાનો બિલકુલ અભ્યાસ કરેલો નહોતો, તોપણ પાછળથી આવા સંયોગોમાં મૂકાતાં કૅપ્ટન કૌલી સાહેબના તે એક કૃપાપાત્ર થયા અને તેમણે તેમને પોતાની પાસે રાખી, ખાસ કાળજીથી અંગ્રેજી ભાષાનો ઉમદા અભ્યાસ કરાવ્યો. પોતાની યુવાન વય છતાં, પિતાજીનો ચાલુ ધંધો ઘણી બાહોસાઈ, દીર્ઘદ્રષ્ટિ અને ઠરેલપણાથી ચલાવવા માંડયો. આવી વાણિજ્ય સ્થિતિમાં પણ, તેમણે પોતાની જ્ઞાતિ પ્રત્યેનો ધર્મ અદા કરવામાં બેદરકારી બતાવી નથી. સને ૧૮૪૮માં અમદાવાદના કલેકટર મે. ફૅાસેટ સાહેબે કણબી જ્ઞાતિની ઉન્નતિ અર્થે પ્રયાસ કરેલ હતો, તેમાં પણ આ જ્ઞાતિભક્તે ફરજ અદા કરવામાં કચાસ રાખી નથી.

જો કે તેમણે સરકારી નોકરી છોડી વ્યાવહારિક જીવન ગાળવા માંડયું હતું, તોપણ દેશી સીપાઇઓના બળવા વખતે જ્યારે દેશ મહા ભયંકર સ્થિતિમાંથી પસાર થતો હતો ત્યારે સને ૧૮૫૭માં પંજાબના શીખ વિગ્રહમાં તેમણે નામદાર સરકારની તન, મન અને ધનથી ઘણી અગત્યની સેવા બજાવી હતી; ઉપરાંત બળવાખોરોના ભયથી સંકટમાં આવી પડેલા અંગ્રજોનું તેમણે રક્ષણ કર્યું હતું.

જ્યારે દેશમાં સર્વત્ર શાંતિ અને વ્યવસ્થા ફેલાણી ત્યારે તેમણે ઍક્સ-પોર્ટ ઍન્ડ ઇમ્પોર્ટ (માલ પરદેશથી મંગાવવો અને મોકલવો)ની મુંબાઇમાં મોટી પેઢી ખોલી, યુરોપની ઘણી ઘણી પેઢીઓ સાથે વેપાર ચલાવવા માંડ્યો, અને ધોલેરા, વઢવાણ, કુમટા, બારસી અને ભરૂચમાં તેની પેટા શાખાઓ ખોલી હતી. પોતાના આવા શુદ્ધ વ્યાપારી જીવનમાં પણ જ્ઞાતિને તે વિસરી ગયા નહોતા. અમદાવાદની જ્ઞાતિમાં સ્વામીનારાયણના શિષ્યો સાથેના તકરારમાં બે તડ પડયાં હતાં, તે વખતે પોતે શ્રી મહાલક્ષ્મીજીનું મંદિર બંધાવ્યું ત્યારે સમસ્ત જ્ઞાતિને ભોજન આપી બંને તડમાં સંપ કરાવવા પુષ્કળ પ્રયત્ન કર્યો હતો (સં. ૧૯૧૬–સને ૧૮૬૦) પરંતુ દુરાગ્રહીઓએ માન્યું નહિ. સને ૧૮૬૫માં પોતે અમદાવાદમાં એક વીવીંગ ઍન્ડ સ્પીનીંગ (કાંતવા વણવાની) મીલ કરીને મીલ ઉદ્યોગના સાહસને ઉત્તેજન આપ્યું હતું. વળી આ ઉદાર સખી ગૃહસ્થે લગભગ બે લાખ રૂપિયા જેટલી મ્હોટી રકમ વિદ્યાવૃદ્ધિમાં તથા ધર્માદાખાતામાં વાપરી હતી, જેના વડે થયેલાં જાહેર લોકોપયોગી કામોમાં, મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજ (પોતાનાં પુત્રી મહાલક્ષ્મી બ્હેનના નામ પર), સંસ્કૃત સ્કુલ, શેઠ બહેચરદાસ ડીસ્પેન્સરી (દવાખાનું), સદાવ્રત અને કાલુપુર દરવાજે રેલ્વેના મુસાફરો માટે ધર્મશાળા એ મુખ્ય મુખ્ય છે. એ સિવાય શીવાલયો વગેરેમાં પણ યથાશક્તિ ધન ખરચ્યું હતું. સને ૧૮૬૨માં પોતે મ્યુનિસિપલ કૌન્સિલર તરિકે નિમાયા હતા; જે હોદ્દાપર તેમણે જીવનપર્યંત રહી શહેરી પ્રજાના હિતાર્થે સેવા કરી હતી. સને ૧૮૬૬માં લોકલફંડ કમીટીના સભાસદ નિમાયા હતા અને બે વર્ષ પછી તેમને ના. સરકારે ઑનરરી મૅજીસ્ટ્રેટની સત્તા બક્ષી હતી. સને ૧૮૬૯, ૭૦ અને ૭૧ના વિવાહ સુધીનો સમય જ્ઞાતિમાં ઘણી અવ્યવસ્થાનો હતો. તે પ્રસંગે તેમણે જે અમુલ્ય જ્ઞાતિ સેવા બજાવી છે, તેનું સવિસ્તર વર્ણન "આદ્ય સુધારક" નામે પ્રકરણમાં આપવામાં આવ્યું છે. સુરતની જ્ઞાતિમાં લાંબા વખતથી તડ પડયાં હતાં, તે આ સદ્‌ગૃહસ્થના સ્તુતિપાત્ર પ્રયત્નથી એકત્ર થયાં અને કુસંપ ટળી ગયો. જ્ઞાતિ સેવાનાં તેમનાં ખરી લાગણીનાં કામોની ઉમદા કદર કરી સં. ૧૯૨૭ના વિવાહ પ્રસંગે મહા શુદી ૨ શનિવારે ( તા. ૨૨–૧–૭૧ ), જ્યારે લગ્ન વધાવવા દાદાહરીની વાવે ( અમદાવાદ ) સઘળા જ્ઞાતિ ભાઇઓ મળ્યા ત્યારે તેમણે શેઠને માનપત્ર આપ્યું હતું જેનો સાર એવો છે કે, "અમે સહુ તમને તિલક કરી જ્ઞાતિના અધિષ્ટાતા ઠરાવીએ છીએ, તે અમે વંશપરંપરા, તમને તમારા

વંશપરંપરા સુધી માનીશું. વળી ફુલ નહિ અને ફુલની પાંખડી તરિકે અમારા સહુના આશીર્વાદ સાથે આ સાલજોટા અને પાઘડીની નજીવી ભેટ સ્વીકારી ઉપકૃત કરશો." ના. સરકારે પણ તેમની જાહેર લોક સેવાની કદર કરી, સને ૧૮૭૫માં રાવ બહાદુરનો અને પછી તરતજ હિંદનાં કૃપાળુ મહારાણીશ્રીએ તેમને C. S. I. ( સી. એસ. આઈ. )નો માનવંતો ઈલ્કાબ એનાયત કર્યો હતો. અમદાવાદ જીલ્લામાં તે વખતના પ્રમાણમાં આવું મોટું માન મેળવવાને પોતેજ પ્રથમજ ભાગ્યશાળી થયા હતા. તેઓ મુંબાઇ સરકારની ધારાસભાના સેનેટ કમીટીના સભાસદ અને બોમ્બે પૉર્ટટ્રસ્ટના ટ્રસ્ટી તરિકે નિમાયા હતા, જે વખતે તેમણે જન સમાજની સારી સેવા કરી હતી. આ પ્રમાણે પ્રતિદિન એક પછી એક પગથીઉ ચઢતાં તે ઉન્નતિના ઉચ્ચ શીખરે પહોંચ્યા હતા, છતાં તેમનો નિરાભિમાની અને માયાળુ સ્વભાવ બાલપણના જેવોજ હતો. તેમણે પોતાની કાર્યકીર્તિમાં જ્ઞાતિ સેવાને પ્રાધાન્ય આપ્યું હતું તેથી ફરી પણ સને ૧૮૮૦ના વિવાહ પ્રસંગે તેમણે જ્ઞાતિમાં સુધારા કરાવવા ના. સરકારની મદદ માગી હતી; જેનું સવિસ્તર વર્ણન આગળ જોઈ ગયા છીએ.

સને ૧૮૮૨–૮૩થી કડવા જ્ઞાતિની કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું ઉંઝામાં આવેલું હાલનું મંદીર બંધાવવા અને વહીવટ વ્યવસ્થાસર કરવાં, તેમણે ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નો કર્યા છે, જે 'ઉમિયા માતા સંસ્થાન' એ મથાળા નીચે વિસ્તારપૂર્વક દર્શાવ્યા છે; માતાજીનું દેવળ અને ધર્મશાળા પુરાં થયાં ત્યારે સઘળાં ગામોના મોટા મોટા સંઘ ત્યાં યાત્રાએ આવ્યા ત્યારે તેમની સેવાની પિછાન કરી જ્ઞાતિના જુદા જુદા વિભાગ તરફથી તા.૭–૨–૮૭ ના રોજ તેમને પ્રશંસાપત્રો[૧] મળ્યાં, તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

૧. અમદાવાદ જ્ઞાતિની જ્ઞાનવર્ધક સભાના જોઈન્ટ સેક્રેટરી અને શેઠ માધવલાલ છોટાલાલની સહીથી:–" આપે તન, મન અને ધનથી મદદ કરી અમુલ્ય વખતના ભોગે માતાજી સંસ્થાન અને જ્ઞાતિની સેવા કરી અનેક ઉપકાર કર્યા છે, જેનો યોગ્ય બદલો વાળવા આ સભા અશક્ત છે".

૨. ના. પાટડી દરબારશ્રી તરફથી–પણ એવાજ આશયયુક્ત માનપત્ર કીનખાબથી લપેટીને આપવામાં આવ્યું હતું.

૩. ઉંઝાના માંડલોત સાખના મુખી પટેલ રામચંદ્ર બાજીદાસ તથા રૂંસાત પાટીના આગેવાનોએ મળી માનપત્ર આપ્યું–" માતાજીની તથા

૧. " હિતેચ્છુ. " તા. ૭–૨–૮૭.

જ્ઞાતિ સમસ્તની સેવા કરી તથા ગાયકવાડી રાજ્યના કણબીઓ પાસેથી દર નાતરાના લગ્ન દીઠ જે પાંચ રૂપિયાનો કર લેવાતો હતો, તે આપે આપનો લાગવગ વાપરી, શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી બંધ કરાવ્યો, તે વગેરે અનેક ઉપકારથી દબાઇ, દર વિવાહે લગ્ન કાઢવા અને કુમકુમ પત્રિકાઓ લખવા, અમારી આંહીની કમીટી મળે છે, તેમાં તમને વંશપરંપરા સામેલ રાખીશું અને અમે વંશપરંપરા અમદાવાદમાં પહેલી લગ્નપત્રિકા વધાવવા મોકલીએ છીએ, તે હવેથી અમદાવાદમાં તમને વંશપરંપરા મોકલીશું તે તમો વંશ પરંપરા વધાવી લેશો. એ પ્રમાણે વાંચી તિલક કરી માતાજીની ચુંદડીએ વીંટી માનપત્ર આપ્યું.

૪. રૂપાલ, ચાણસ્મા આદિ ગામો તરફથી એવાજ ભાવાર્થનું માનપત્ર અમદાવાદવાળા ડૉ. પીતાંબરદાસભાઇએ વાંચીને આપ્યું હતું.

૫. જાહેર સેવાની કદર કરી ના. ગાયકવાડ સરકાર તરફથી મે. સુબા સાહેબે શાલ પાઘડી અને દિવાન સાહેબ મણીભાઇ જશભાઈ તરફથી પણ શેલું અને પાઘડી બક્ષવામાં આવ્યાં હતાં.

૬. શ્રી ઉમિયામાતા સંસ્થાન કમીટીના સભાસદોએ અંદરોઅંદર ઉઘરાણું કરી શેઠની છબી માતાજીના મંદીરના ચોકમાં—ગોખમાં મુંકી તેમનું માન વધાર્યું હતું.

એ પ્રમાણે જાહેર સેવા અને ખાસ કરી જ્ઞાતિ સેવાના બદલા તરિકે તેમને ના. સરકાર તથા જન સમાજ તરફથી બેહદ માન મળ્યું તેમ તેમ તે, તે ક્ષેત્રમાં વધારે ઉમંગથી ભાગ લેવા લાગ્યા. હિંદના પ્રજાપ્રિય વૉઇસરોય લૉર્ડ લીટનના રાજઅમલ દરમ્યાન, દિલ્હીમાં મળેલા બાદશાહી દરબાર વેળા પોતાને આમંત્રણ હોવાથી હાજરી આપી હતી, જ્યાં તેમને ના. વૉઇસરોયના હાથે ચાંદ આપવામાં આવ્યો હતો. પોતાની જ્ઞાતિની સ્થિતિ સુધારવા તેમણે સને ૧૮૮૯ માં છેલ્લો પ્રયત્ન કર્યો છે, તેની અસર લાંબા વખત સુધી ચાલી અને જે શુભ પરિણામ આવ્યું છે, તે પણ આપણે જોઇ ગયા છીએ. આ મહાપુરૂષે હિન્દના જુદા જુદા ભાગોની મુસાફરી કરી જનસમાજનો અભ્યાસ કર્યો હતો અને સને ૧૮૪૫ થી ૯૦ સુધી એટલે ૪૫ વર્ષ જેવા લાંબા સમય સુધી સતત્ પુરૂષાર્થ આદર્યો હતો. આ મહાન્ જ્ઞાતિ ભક્ત–વીરનર–તા. ૨૦–૧૨–૮૯ના રોજ પંચત્વને પામવાથી અમદાવાદ શહેરની પ્રજા અત્યંત દિલગીર થઈ હતી, તેમજ સમસ્ત કડવા જ્ઞાતિમાં મધ્યાન સમયે સૂર્ય, રાહુથી ઘેરાય તેવો અંધકાર આચ્છાદિત થઇ ગયો હતો.

**સ્વ. શેઠ શંભુપ્રસાદભાઇ લશ્કરી**–નો જન્મ તા. ૨૪–૨–૫૫ના દિવસે થયો હતો. પોતાના પિતાના શરાફી આડતના અને મીલના ધંધામાં તેમણે ઘણો સારો ભાગ લીધો હતો. બાળપણથીજ તેમને, મુસાફરીનો અને વિદ્યાભ્યાસનો, સારો શોખ હતો. તેમણે આખા હિંદુસ્થાનની અને લંકાની પણ મુસાફરી કરી હતી, જેનું ઉપયોગી વર્ણન તેઓ જાહેર પેપરોમાં પણ લખી મોકલતા હતા. અમદાવાદના કર ભરનારાઓમાં તેઓ ઘણા લોકપ્રિય હોવાથી તેમને મ્યુનિસિપલ કૌન્સિલર તરિકે પસંદ કરવામાં આવ્યા હતા; મ્યુ. કૌન્સિલમાં તેમણે અગત્યનો ભાગ ભજવ્યો હતો. કડવા જ્ઞાતિમાં વિદ્યાવૃદ્ધિ માટે અને તેમના સુધારા માટે કરેલી ઉદાર બક્ષીસોને લીધે તેઓ એક આગેવાન ગણાતા હતા. વળી તેઓ શ્રી ઉમિયા માતા સંસ્થાન કમીટીના પ્રમુખ હતા. તેમણે જ્ઞાતિ સેવામાં અને સદરહુ માતાજી કમીટીમાં કેવી ઉમદા સેવા બજાવી છે તે યથાર્થ રીતે "આદ્ય-સુધારક" તથા "ઉમિયામાતા સંસ્થાન" નામક પ્રકરણોમાં વર્ણવી છે. તેમનાં આવાં આવાં લોકોપયોગી જાહેર કામોની પિછાન કરી ના. ગાયકવાડ સરકારે તેમને કિંમતી ભેટો મોકલી હતી. તેમને વ્યાપારી લાઇનનું સારૂં જ્ઞાન હતું, ઉપરાંત દેશહિતના ઉત્પન્ન થતા જુદા જુદા સવાલોમાં પણ તે સારૂ ધ્યાંન આપતા હતા. તેમણે સરકારી હાઇસ્કુલમાં ભણતા સ્વજ્ઞાતિય વિદ્યાર્થીઓને પુસ્તકો આપવા એક સારી રકમ કાઢી હતી, ઉપરાંત કોલેજમાં ભણતા સંખ્યાબંધ વિદ્યાર્થીઓને પણ પોતાના પદરથી કેળવણી લેવામાં અને ભોજનાદિનો સવડ કરી આપવામાં તેમણે ઉદારતા બતાવી હતી. તેઓ સંવત ૧૯૫૭ના વિવાહ સમયમાંજ પોતાની પાછળ શેઠ દુર્ગાપ્રસાદભાઈ તથા લક્ષ્મીપ્રસાદભાઇ નામે બે પુત્રો તથા રાધાબ્હેન, અનસુયા બ્હેન અને કાન્તાબ્હેન નામે ત્રણ પુત્રીઓ મુંકી, સ્વર્ગવાસી થયા હતા. અલ્પ સમય પહેલાં ભાઇશ્રી લક્ષ્મીપ્રસાદભાઇ, પોતાની બાળ વયમાંજ સ્વર્ગવાસી થયા છે અને હાલ દુર્ગાપ્રસાદભાઇ તથા તેમના ફુવા શેઠ કેશવ-લાલભાઇ વહીવટ કરે છે. તે બંને ગૃહસ્થોએ એ ખાનદાનના પગલે ચાલી, ઉમદા પ્રકારની જ્ઞાતિ સેવા બજાવવા જાહેર હિંમત કરી છે. સ્વ. શેઠ બહેચરદાસનો ટુંકી ટુંકી પાંચ વર્ષની, લગ્નમુદત કરવાનો જે અંતિમ હેતુ હતો, તે આ બન્ને ગૃહસ્થોએ ઘણાં જોખમો વચ્ચે ગત વિવાહ પ્રસંગે અમલમાં મુંકયો છે; જેને જ્ઞાતિના મ્હોટા ભાગે સંપૂર્ણ આવકાર વચ્ચે વધાવી લીધો છે. તેમનાં સુધરેલી ઢબનાં પાંચ વર્ષીય લગ્ન હવે સંવત

૧૯૭૧ના વૈશાખ માસમાં આવશે. તેઓ જ્ઞાતિ સુધારાના તમામ કામમાં જીગરથી આગળ પડતો ભાગ લે છે. શ્રી ક. પા. શુ. સમાજમાં શરૂઆતથીજ ઉમંગભર્યો ભાગ લઇ, ખાનગી લાભોનો મ્હોટો ભોગ આપી, પાંચ વર્ષીય લગ્નનો સુધારો કરવામાં જે જાહેર હિંમત બતાવી છે તે જ્ઞાતિ કદી પણ વિસરશે નહિ. ઉંઝા માતા કમીટીમાં, વૈશાખ શુદ ૧૫ના વાર્ષિક મેળામાં અને જ્ઞાતિહિતનાં દરેક કામોમાં, તે જે જીગરથી ભાગ લે છે, તે તેમની ખાનદાનીને દરેક રીતે દિપાવી આપે છે. શેઠ દુર્ગાપ્રસાદભાઇને શેઠ બાબુભાઇ નામે એક પુત્ર રત્ન છે, જેમની ઉંમર હાલ ચાર વર્ષની છે.

---

## રા. મુળજીભાઈ જેઠાભાઈ ન્યાયાધીશ–કુંડલા.

આ વિદ્વાન જ્ઞાતિ બન્ધુનો જન્મ સને ૧૮૭૯માં થયો છે એટલે હાલ તેમની ઉંમર ૩૩ વર્ષની છે. સાત વર્ષની વયે અભ્યાસ શરૂ કરી, ગુજરાતી સાતમું ધોરણ પુરૂ કર્યા પછી અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો હતો, તોપણ સને ૧૮૯૮ માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી. ત્યારબાદ કોલેજમાં રહી અભ્યાસ કર્યા પછી પ્રીવિયસ, ઈન્ટર, અને બી. એ ની પરીક્ષાઓ પસાર કરીને પોતે સં. ૧૯૦૩ માં ગ્રેજ્યુએટ થયા હતા; ત્યારબાદ પોરબંદર હાઈસ્કુલમાં માસ્તર તરિકે રહ્યા હતા, પરંતુ ભાવનગરના પ્રાંતવકીલની ઓફીસમાં તેમની નિમણોક થવાથી ત્યાં ગયા, અને સને ૧૯૦૭ માં તે સ્ટેઇટના જોઇન્ટ સર ન્યાયાધિશના શીરસ્તેદાર તરિકે તેમની નિમણોક થઈ હતી. ત્યાર બાદ સને. ૧૯૦૮ માં તેમણે એલ. એલ. બી. ની પરિક્ષા પસાર કરવાથી શીરસ્તેદારના હોદ્દા સાથે નાજર તરિકે કામ કરવાની તેમને સત્તા મળી હતી અને ત્યાર પછી સર ન્યાયાધીશના એટેચી તરિકે નિમણોક થઈ હતી. આ રાજ્યે તેમની કદર કરી સને ૧૯૧૧માં ગઢડાના ન્યાયાધીશની જગ્યા આપી અને હાલ તે રાજા પ્રજાના સંતોષ વચ્ચે કુંડલામાં પોતાની ફરજ અદા કરેછે.

ઘણા માણસો ભણે છે, વિદ્વાન થાય છે, સારા હોદ્દાઓ ભોગવે છે, પરંતુ જનસમાજની સેવા ઉઠાવવાની સુમતિ ઘણા ઓછા વિદ્વાનોને આવે છે અને સેવા ઉઠાવનારાઓમાં પણ જન સ્વભાવનો અભ્યાસ કરી–સમયોચિત–કાર્ય કરનારા વિદ્વાનોતો વિરલાજ દષ્ટિએ પડે છે. આ વિદ્વાન બન્ધુએ સુધારાના ક્ષેત્રમાં જ્ઞાતિની જે કિંમતી સેવા બજાવી છે તેની નોંધ લેવાનું આ તકે અમે ચુકીશું નહિ.

ભાવનગરમાં 'કડવા પાટીદાર મિત્ર મંડળ' અને લાયબ્રેરી ખોલવાનો પ્રયાસ કર્યો અને તે પછી અગાઉની છિન્નભિન્ન લાયબ્રેરીનો પુનરોદ્ધાર કર્યો છે. જ્ઞાતિમાં ઘર કરી બેઠેલા અનિષ્ટ–અધર્મયુક્ત–રીતરિવાજો દુર કરી જ્ઞાતિ બન્ધુઓને સદ્‌બોધ આપી, તેમની સાથે મળીને–સુધારાનો પ્રયાસ કરનાર ભાવનગર વિભાગમાં–અમારી સ્મૃતિ પ્રમાણે રા. મુળજીભાઇ અગ્રગણ્ય છે. જ્ઞાતિ બન્ધુઓને સન્માર્ગે દોરવા 'કડવા હિતેચ્છુ' નામનું માસિક કહાડી વ્યવસ્થાપક તરિકે જનસમાજની સેવા ઉઠાવી છે. ત્યાર બાદ તેમણે ઉપદેશક, વિદ્યાવૃદ્ધિ આદિ ફંડો ખોલી કાઠીઆવાડમાં સુધારાની હિલચાલ ચાલુ રાખી છે અને ભાવનગર વગેરે સ્થળોના જ્ઞાતિ બન્ધુઓને તેમાં ભાગ લેતા કર્યા છે. 'ક. પા. શુ. સમાજ'ના નેતાઓ પૈકીના તે પણ એક છે અને સમાજના કામકાજમાં સારી મદદ કરે છે. સમાજના કાર્યમાં ઉત્સાહપુર્વક ભાગ લેવાથી તેમની કીર્તિ ફેલાઇ રહી છે અને ઘણા મેળાવડાઓના પ્રમુખ તરિકે તેમને પસંદ કરવામાં આવે છે. સુરત વિભાગમાં સં. ૧૯૬૬ના વિવાહ વખતે વૈશાક શુદ ૮ નાં **સ્વતંત્ર લગ્ન કાઢવા મળેલી કૉન્ફરન્સમાં** તેમને પ્રમુખ તરિકે પસંદ કરવામાં આવ્યા હતા; વળી ઇચ્છાપોર અને અછારણ મુકામે ભરાયેલી કૉન્ફરન્સના કાર્યમાં તેમણે સારી મદદ કરી હતી અને પાટડી મુકામે ભરાયેલા છેલ્લા મેળાવડામાં કાઠીઆવાડના જ્ઞાતિ બન્ધુઓ તરફથી આગેવાન તરિકે ભાગ લીધો હતો.

જ્ઞાતિભાઇઓને પ્રીય લાગે અને તેઓ ગ્રહણ કરે તેવો મીઠો ઉપદેશ આપવામાં રા. મુળજીભાઇનો પ્રયાસ ખરેખર ધન્યવાદને પાત્ર છે અને આપણી જ્ઞાતિની સેવા બજાવવા પરમાત્મા તેમને લાંબુ આયુષ્ય બક્ષે એજ અમારી પ્રાર્થના છે.

## સ્વ. શેઠ ભીખાભાઇ વનમાળીદાસ–ભરૂચ.

ભરૂચ શહેર અને કડવા જ્ઞાતિમાં પ્રખ્યાતિ પામેલા 'નથુ થોભણ'ના ખાનદાન કુટુંબમાં આ દિલસોજ જ્ઞાતિબન્ધુનો જન્મ થયો હતો. ગુજરાતી તેમજ અંગ્રેજી જ્ઞાન સંપાદન કર્યા બાદ, પોતાની પેઢીના વહિવટમાં ધ્યાન આપવાની તેમને ફરજ પડી હતી, તોપણ તેમનામાં ઉતરી આવેલા સૌજન્યપણાના ગુણે કરીને પબ્લીક ડ્યુટીઝ–જનસમાજની સેવા–કરવા તરફની તીવ્ર લાગણીઓ પ્રદીપ્ત થયા સિવાય રહી નહોતી. ગરીબવર્ગ

તરફ દિલસોજી રાખી તેમની સ્થિતિ સુધારવી અને મુખ્યત્વે કરીને ખેડુત બન્ધુઓની ઉન્નતિ કરવાના દરેક પ્રયત્નોમાં પોતાના તન, મન અને ધનનો ભોગ આપવો, એ આ યુવાન ગૃહસ્થનો મહામંત્ર હતો. ગૃહસ્થ કુટુંબોમાં ભાગ્યેજ જોવામાં આવે છે, તેવા હૃદયબળ અને મિલનસારપણાને લીધે રાજા પ્રજા ઉભયની પ્રીતિ સંપાદન કરવામાં પોતે ભાગ્યશાળી નિવડયા હતા અને ભરૂચ જીલ્લાના ખેડુતોની સ્થિતિ સુધારવા માટે સહકારી મંડળો–કૉઓપરેટીવ ક્રેડીટ સોસાયટીઝ–નો ફેલાવો કરવા માટે ભરૂચ જીલ્લાની સરકારને બાહોશ મદદ કર્તા થઈ પડયા હતા. ભરૂચ શહેરની મ્યુનિસિપાલિટિના તેમજ તાલુકા અને ડિસ્ટ્રીકટ લોકલબોર્ડના મેમ્બર, સોસાયટીઝના ઓરગેનાઇઝર અને મેનેજીંગ મેમ્બર તરિકે પ્રજાહિતનાં કાર્યો બજાવી પ્રજાપ્રિય થઇ પડયા હતા. ભૃગુપુર હિન્દુ અનાથાશ્રમ અને કલબના અગ્રેસર કાર્યવાહક તરિકે તેમણે આ સંસ્થાઓની સેવા બજાવી ઉન્નત સ્થિતિએ મુકી છે, તેમના સ્વર્ગવાસથી સ્થાનિક સંસ્થાઓને એક બાહોશ કાર્યવાહકની ખોટ પડી છે, એવું સંસ્થાઓના અધિકારીઓએ પોતાના રિપોર્ટમાં કરેલી નોંધ ઉપરથી જણાઇ આવે છે. આખા ભરૂચ જીલ્લાની ખેડુત પ્રજા તેમના અકાલિન્ સ્વર્ગવાસથી ઘણીજ દિલગીર થઇ છે. અંકલેશ્વર, ભેરસમ, વાગરા વગેરે ગામની કોઓપરેટીવ શાખાઓના અધિકારીઓ લખે છે કે.—

"અમારા લોકપ્રિય ભીખાભાઇના મૃત્યુની ખબર સાંભળી અમને અત્યંત દિલગીરિ થઈ છે, કારણ કે પોતે ખેડુતવર્ગના પરમ હિતકારી હતા. તેમના ઉત્સાહ અને લાગણીથીજ આ જીલ્લાનાં ઘણાં ગામોમાં, સહકારી મંડળીઓની સ્થાપના થઇ છે, જેનો લાભ ઘણા ગરીબ ખેડુતો લે છે. પોતે સરકાર તરફ વફાદારી રાખવાની સાથે લોકોપયોગી કાર્યોમાં ના. સરકાર તેમજ રૈયતને સદા સહાય કરતા હતા. તેમના મૃત્યુથી અમે ખેડુતોએ સાચો સલાહકાર ગુમાવ્યો છે, વગેરે × × × ભરૂચ જીલ્લાના કૃષિવર્ગની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરતા આ ઉત્સાહી પુરૂષના જવાથી સરકારી ખાતાએ જે ઉદ્દગારો કહાડયા છે તે આ પ્રમાણે છે.—

"During the year the death of Mr. Bhikhabhai Vanmalidas has cast a gloom over the Societies of Broach District amongst which his work had proved both effective and popular.

અર્થાત.—આ વર્ષે મી. ભીખાભાઇ વનમાળીદાસનું મૃત્યુ થવાથી, ભરૂચ જીલ્લાની સોસાયટીઓ કે જેમાં તેમનું કર્તવ્ય અસરકારક અને લોકપ્રિય થઈ પડયું હતું તેમાં દિલગીરિ ફેલાઈ છે. ”

પરમાત્મા પાસે અમારી પણ એજ પ્રાર્થના છે કે, આ યુવક બન્ધુના સ્વર્ગપ્રયાણથી તેમના કુટુંબ ઉપર જે આફત આવી છે તે સહન કરવા અને તેમના કનિષ્ટ બંધુ શ્રીયુત્ ચુનીલાલભાઇને પોતાના બન્ધુના પગલે ચાલ-વામાં, જ્ઞાતિબન્ધુઓનાં દુઃખ ટાળવા માટે—પ્રયાસ કરનારૂં બળ સતેજ કરો અને દિન પ્રતિદિન તેમનો પુરૂષાર્થ ફળદાયી નિવડો.

---

## શેઠ ચંદુલાલ માધવલાલ—અમદાવાદ.

અમદાવાદ શહેરનાં કુળવાન કુટુંબોમાં શેઠ નારણદાસ પિતામ્બરદાસનું કુટુંબ અસલના વખતથી પંકાયેલું છે. સદરહુ શહેરના રેશમ ઉદ્યોગમાં આગળ પડતો ભાગ લેનાર આ કુટુંબના ગૃહસ્થો હતા અને મુંબાઇ વગેરે સ્થળો સાથે દરિયામાર્ગે પોતાનો વેપાર ચલાવતા હતા; જેથી રેશમના મોટા વેપારી તરિકે આ કુટુંબે સારી નામના મેળવી હતી. આ ખાનદાન કુટુંબ, શીવમાર્ગિ હોવાને લીધે તેમના દરેક પુરૂષોની પાછળ ગુજરાતના જુદા જુદા ભાગોમાં શીવાલયો વગેરે બંધાવી, તેમની વ્યવસ્થા ચાલી જાય, તે માટે ધર્માદા રકમો આપતું આવ્યું છે; તદુપરાંત અમદાવાદમાં સાબરમતી તીરે ભીમનાથ અને દૂધેશ્વરના ઘાટો, તેમજ ઉંટડીઆ મહાદેવના તીર્થતટે કેદારે-શ્વરનો ઘાટ આ કુટુંબ તરફથી બાંધવામાં આવ્યા છે; વળી તેજ કુટુંબના શેઠ મોતીલાલ વનમાળીદાસે, ડાકોરજીમાં મહાદેવનું દેવાલય બંધાવી અન્નક્ષેત્ર ચલાવ્યું છે, જે અદ્યપિ પર્યંત સારી રીતે ચાલ્યું જાય છે. એકંદરે આ કુટુંબની સખાવતોનો મોટો ભાગ શીવાલયો, અને ધર્મશાળાઓના જીર્ણોદ્ધાર પાછળ ખરચાયો છે; તેમજ અસલના રિવાજ પ્રમાણે આ કુટુંબે જ્ઞાતિ ભોજનો—મરણ પાછળનાં જમણોમાં પુષ્કળ પૈસા ખર્ચ કરેલા છે. સમયાનુસાર સંપાદિત કરેલા ગુણોને લીધે, અમદાવાદનાં કુલીન કુટુંબોએ તેમને ઘણાં વર્ષો થયાં—આ કુટુંબના મુખ્ય પુરૂષને શેઠાઇ આપી હતી.

આ પ્રખ્યાત કુટુંબમાં શેઠ ચંદુલાલભાઇનો જન્મ થયો છે, તેમણે સાતમા ધોરણ સુધી અંગ્રેજી અભ્યાસ કરી સારૂં જ્ઞાન મેળવ્યું છે. પોતાના વડીલોની માફક તેમણે પણ વેપારી લાઈન પસંદ કરી છે અને શરૂઆતમાં

મીલ ઉદ્યોગને લગતો સ્ટોર સપ્લાયરનો ધંધો શરૂ કર્યો હતો, જે અત્યાર સુધી પોતે ચલાવે છે. લાંબા વખત સુધી આ ધંધો ચલાવી પોતે પાવરધા થયા છે અને પૈસા મેળવ્યા છે, એટલુંજ નહીં પરંતુ લંડન, મેન્ચેસ્ટર, જર્મની અને અમેરિકાના વેપારીઓ સાથે પ્રસંગો પાડી તે ધંધાનું ઉંડુ જ્ઞાન સંપાદન કર્યું છે અને અમદાવાદના ઘણા સ્ટોર સપ્લાયરોને પોતાની તાલિમ આપી છે. અમદાવાદની મ્યુનીસિપાલિટિમાં બે વખત ઉમેદવારી કરી કૉન્સિલર નિમાયા હતા અને પોતાથી બનતા પ્રયાસે મ્યુ. વહીવટમાં સારો ભાગ લઈ તે સંબંધી પણ કેટલુંક જ્ઞાન મેળવ્યું છે.

જ્ઞાતિ સુધારાની બાબતમાં પોતે અત્યાર સુધી જો કે ખુલ્લી રીતે ભાગ લઇ શકયા નથી પરંતુ સાધારણ રીતે તે તરફ તેમની દિલસોજી જણાય છે, 'કડવા પાટીદાર શુભેચ્છક સમાજ'ના તે મેમ્બર છે. પાટડીમાં ભરાયેલા છેલ્લા મેળાવડામાં મહામંડળના ફંડ ખાતે તેમણે સારી રકમ બક્ષિસ આપી છે, તેમજ અમદાવાદ ખાતે તે મંડળના ફંડમાં નાણાં ભરાવા માટે કાળજી પૂર્વક લક્ષ આપી સારી મહેનત કરી છે. આશા રાખવામાં આવે છે કે, સમાજના મેમ્બર તરિકે પણ પોતાની જ્ઞાતિ પરત્વે અંતિમ ફરજ બજાવવા તે ચુકશે નહીં.



## શેઠ મનસુખરામ કહાનદાસ—અમદાવાદ.

બિલાડીવાળાના નામથી સુવિખ્યાત થયેલા કુટુંબમાં આ ધર્મનિષ્ટ પુરૂષનો જન્મ સં. ૧૮૯૯ના મહા વદ ૧ સોમવારના દિવસે થયો હતો. પોતે ગુજરાતી કેળવણી લીધા બાદ વેપાર વણુજમાં જોડાયા હતા અને ધોલેરા, માંડલ વગેરે સ્થળોએ પોતાની પેઢીઓ ખોલી હતી. રૂના વ્યાપાર અને આડતમાં સારી પેદાસ થવાથી તેમની ધાર્મિક વૃત્તિ પણ વધતીજ ગઈ હતી અને તેથી નીચે જણાવેલાં તેમણે પરોપકારી કાર્યો કર્યા હતાં.

રૂા. ૮૯૦૦ ની મિલ્કત માંડલ ગામના મહાજનને સોંપી, તેમાંથી સદાવ્રત આપવું એવો દસ્તાવેજ સને. ૧૮૮૨માં વિરમગામની રજીષ્ટર ઓફીસમાં કર્યો.

„ ૧૦૦૦ ગુજરાત વ. સોસાયટીને સને ૧૯૦૧ની સાલમાં એવી સરતે સોંપ્યા છે કે—



શેઠ. અમૃતલાલ હઉશા, અમદાવાદ.
કોટા (બીલાસપુર)—દિવાસળીની મીલના માલીક.

રૂ. ૫૦૦ ની આવક સંસ્કૃત શાળાના ગરિબ વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવામાં, અને
રૂ. ૫૦૦ ની આવક મ્યુનિસિપલ સ્કુલોના ગરિબ વિદ્યાર્થિઓને ચોપડીઓ અપાવવામાં વાપરવી.

રૂ. ૩૫૦૦૦ 'બિલાડીનો બાગ' એ નામથી પ્રખ્યાત થયેલી જગ્યા બાંધી શિવાલય કરાવ્યું છે, અને તેની યોગ્ય વ્યવસ્થા ચાલી જાય, તેવો બંદોબસ્ત કરવા પાછળ ખર્ચ કર્યા છે. આ પ્રસિદ્ધ જગ્યામાં શ્રાવણ માસના દરેક સોમવારે મેળો ભરાય છે.

" ૪૦૦૦ ઉંટડીઆ મહાદેવ નામક પવિત્ર સ્થળે પોતાના પિતાએ બંધાવેલા શિવાલયનો જીર્ણોદ્ધાર કરી યાત્રાળુઓ માટે ધર્મશાળા પાછળ ખર્ચ કરવામાં વાપર્યા.

" ૧૫૦૦ હરમાનની પોળવાળા ગોપનાથ મહાદેવના શિવાલય અને જીર્ણોદ્ધારમાં વાપર્યા.

" ૪૦૦૦ દાળીઆનું સદાવ્રત નિયમીત ચાલ્યું જાય તે માટે ધર્માદા કર્યા.

" ૭૦૦ શાહપુર લત્તામાં પરબડી કરી તેનું ખર્ચ કરે જવા માટે ત્યાંના પંચને સોંપ્યા છે.

" ૫૫૧ દૂધેશ્વરના આરે વિસામો બંધાવ્યો.

કુલ્લ રૂા. ૫૫૬૫૧

ઉપર જણાવેલી રકમો ઉપરાંત મથુરાં અને કાશીનાં પવિત્ર સ્થળોએ યાત્રાળુઓ માટે મકાન અને શિવાલય બંધાવવા પાછળ તથા અસારવા સ્ટેશન નજીક શિવાલય અને ધર્મશાળાના જીર્ણોદ્ધારમાં પુષ્કળ પૈસા ધર્માદા તરિકે વાપર્યા છે. પોતાની પાછળ ત્રણ પુત્ર રત્નો મૂકી સં. ૧૯૫૮ના માગસર વદ ૨ ના દિવસે સ્વર્ગવાસી થયા છે. પરીખ મનસુખરામ કહાનદાસના નામથી ચાલતી સરાફની પેઢીનો વહીવટ, તેમના જ્યેષ્ટ પુત્ર શેઠ મોતીલાલભાઈ કરે છે અને શેઠ અંબાલાલભાઈ પણ વડીલ બન્ધુના કાર્યમાં સહાય કરે છે. સ્વર્ગસ્થ શેઠ સાહેબના સૌથી નાના પુત્ર દમુભાઇ બાલ્યાવસ્થામાંજ ગુજરી ગયા છે. ઉભય પિતા પુત્રના આત્માને શાસ્વત શાન્તિ મળો એ અમારી પ્રાર્થના છે.

## શેઠ અમૃતલાલ હઉસાભાઈ—અમદાવાદ.



આ ઉદ્યોગી પુરૂષનો જન્મ સં. ૧૯૧૪ના કારતક વદ ૨ ના દિવસે અમદાવાદ શહેરમાંજ થયો હતો, એટલે હાલ તેમની ઉંમર ૫૫ વર્ષની છે. ગુજરાતી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કરાવ્યા પછી તેમના પિતાશ્રીએ નાણાવટી અને તારકસની દુકાને લગભગ દોઢ વર્ષ સુધી અને એક વર્ષ દશ-ક્રોઇ કોર્ટમાં નક્લો, અરજીઓ વગેરે લખતાં શિખવાના કામની ઉમેદવારી કરાવી હતી. તે વખતે અંગ્રેજી અરજીઓની નક્લોમાં પુષ્કળ પૈસા મળતા હોવાથી, તેમને અંગ્રેજી ભણવાની ઉત્કંઠા થઇ અને તેમના પિતાજીએ પણ અંગ્રેજી ભણવા તરફ તેમનો ખાસ આગ્રહ જોઇ સ્કુલમાં દાખલ કર્યા. આ વખતે તેમની ઉંમર ૧૪ વર્ષની હતી. પાંચમા, છઠ્ઠા ધોરણ સુધી અંગ્રેજી અભ્યાસ કર્યા પછી તેમને અંગ્રેજીનું સાધારણ જ્ઞાન થયું હતું; એટલે સ્કુલ છોડી નોકરી કરવાનો વિચાર કર્યો અને ૧૯ વર્ષની ઉંમરે કેલીકો પ્રીન્ટિંગની નોકરીમાં જોડાયા, પરંતુ જુજ વખતમાં આ કંપની બંધ થવાથી બીજો રોજગાર શોધી કાઢવાની જરૂર પડી; કારણ કે તેજ અરસામાં તેમના પિતાજીનો સ્વર્ગવાસ થયો હતો અને તે વખતે તેમની આર્થિક સ્થિતિ સારી નહોતી. આ સમયે સ્વજ્ઞાતિય બન્ધુ રણછોડલાલે ખારી નદીનો કાંસ બાંધવાનો કોન્ટ્રાકટ ઇરીગેશન ખાતામાંથી રાખ્યો હતો. તેમને ત્યાં કારકુન તરિકે પોતે નોકર રહ્યા અને ઈરીગેશન ખાતામાં જવું આવવું થવાથી, મી. વાસુદેવ દીનકર સાથે તેમને સારી પિછાન થઇ અને ઇરીગેશન ખાતામાં જોડાયા. આ વખતે કોન્ટ્રાકટના ધંધામાં સારી પેંદાશ હતી, એટલે કેટ-લોક વખત આ ખાતામાં નોકરી કરી અનુભવ લીધા પછી, કોન્ટ્રાકટરનો ઉદ્યોગ કરવાની આ સાહસિક પુરૂષને ઉત્કંઠા થઇ આવી. રજપુતાના રેલ્વે શરૂ થયેલી અને ભાવનગર ગૉન્ડલ બ્રૅન્ચના કોન્ટ્રાકટ અપાતા હતા, તેમાં નફાનું પ્રમાણ વિશેષ જણાવાથી તરતજ ઇરીગેશન ખાતાની નોકરી છોડી, તે રેલ્વેના એક લાખ રૂપિયાના કામનો કોન્ટ્રાકટ પોતાના નામથી રાખ્યો. આ કામમાં રોકવા માટે પોતાની પાસે પૈસા નહોતા એટલે ભાગીદારો શોધવાની ફરજ પડી, જેથી પારકે પૈસે કામ કરવાની અગવડને લીધે ફક્ત જુજ ભાગ તેમના હાથમાં રહ્યો. આ કોન્ટ્રાકટના નફામાંથી તેમના ભાગમાં પણ સારી રકમ આવી એટલે ભાવનગરમાં બંધાતા કોટન પ્રેસમાં બીલ્ડીંગનો

કોન્ટ્રાક્ટ રાખ્યો. આ પ્રમાણે બેઉ કોન્ટ્રાકટના નફામાંથી પિતાજીના વખતનું દેવું પતાવી દીધું. ત્યાર પછી કોન્ટ્રાકટનું કામ મળી શકયું નહિ, એટલે રજપુતાના રેલ્વેમાં સીગ્નલરની નોકરી કરી. સ્વાભાવિક રીતે ઉદ્યોગી પુરૂષોને નોકરી તરફ તિરસ્કાર હોય છે; તેમ આ સાહસિક પુરૂષને પણ થયું, અને કોઇ નવિન ઉદ્યોગ શોધી કાઢવાની તજવીજ કરવા માંડી. આ વખતે કલાબતુ–સોના રૂપાના તાર–નો ઉદ્યોગ સારો ચાલતો હોવાને લીધે, લોખંડના જતરડામાંથી તાર ખેંચવાને બદલે કોઇ યુક્તિથી–સંચાવડે–ખેંચવાની શોધ કરી અને રેલ્વેની નોકરી સં. ૧૯૩૯માં છોડી દીધી. જ્યુએલ હોલ્સમાંથી કલાબતુના તાર ખેંચવાનો ઉદ્યોગ અમદાવાદ શહેરમાં દાખલ કર્યો, પરંતુ સંચાઓમાં વાપરી શકાય, તેવા જ્યુએલ હોલ્સ નહીં મળી શકવાથી, છેવટે આ રોજગાર મુકી દેવાની જરૂર જણાઇ.

સં. ૧૯૪૧માં કોન્ટ્રાકટનો ધંધો કરનારી એક પેઢીમાં પોતે ભાગીદાર થયા અને બી. બી. ઍન્ડ સી. આઇ. રેલ્વેના કોન્ટ્રાકટનું કામ શરૂ કર્યું. વળી નાગપુર રેલ્વેની યોજના પણ થયેલી હતી. તેના કોન્ટ્રાક્ટ માટે પોતે ગયા અને કંપની તરફથી બે લાખ રૂપિયાનું કામ રાખ્યું; જેમાં સાએઠ હજાર રૂપિયા તેમની કંપનીને નફો મળ્યો. આ કંપનીમાંથી પોતાના ભાગમાં લગભગ વીશ હજાર રૂપિયા આવવાથી સ્વતંત્ર રોજગાર શરૂ કર્યો. બેન્ગાલ નાગપુર રેલ્વેના કોન્ટ્રાકટનાં કેટલાંક કામ રાખ્યાં અને સં. ૧૯૫૯ સુધી બંગાળા અને મધ્ય પ્રાંતમાં રહી, તે રેલ્વેમાં આવતી કેટલીક નદીઓ અને બંગલાઓના કામકાજમાં ઇજનેરોને સારો સંતોષ આપ્યો, જેથી પોતાને પણ સારો નફો મળ્યો અને તેથી સંતોષ માન્યો.

આ કોન્ટ્રાકટનું કાર્ય ચાલતું હતું, તે દરમ્યાન સં. ૧૯૫૭માં દિવાસળીનું કારખાનું–મેચ ફેકટરી–કરવાની પ્રેરણા થઇ અને કોટામાં (બિલાસપુર જીલ્લો) તેની સ્થાપના કરી. શરૂઆતના આ નવિન ઉદ્યોગમાં કેટલાક વખત સુધી મુશ્કેલીઓ આવી, તોપણ સં. ૧૯૬૩થી આ મેચ ફેકટરી સારી સ્થિતિમાં ચાલે છે, જેથી તેમને સારો નફો મળવાની આશા છે.

શેઠ અમૃતલાલભાઇનો કૌટુમ્બિક સ્નેહ ખાસ ધડો લેવા લાયક છે. પોતાના ચાર પાંચ પેઢી સુધીના વડીલોને પિતાતુલ્ય માન આપી, તેમની સાથેજ–એકજ કુટુંબ તરિકે–એક રસોડે જમે છે. પોતાની સારી સ્થિતિમાં એટલે સં. ૧૯૪૫થી ગરિબ કાકાઓ સાથે જુદો થયેલો સંબંધ સાંધી દઇ,

એકઠા રહેવાની ઉદારતા બતાવી છે અને હાલ પણ તેમના એક કાકા અને કાકી હયાત છે. ઉચ્ચ સ્થિતિમાં મુકાયા પછી પૂર્વજન્મે કરેલાં પુન્યોના ઉદય સિવાય કોઇને આવા પ્રકારની સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થતી નથી, આવા આવશ્યક સદ્‌ગુણને લઇને આ ગૃહસ્થને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછોજ છે.

દુકાળ પ્રસંગે તેમજ મદદની જરૂર હોવા ટાંકણે કોઇ પણ જાતિને પોતે મદદ કરી છે અને કરે છે, ગરિબ વર્ગ ઉપર તેમની સારી દિલસોજી છે, સગાં વહાલાંઓને પણ પ્રસંગોપાત મદદ કરે છે અને તેમની મદદથી કેટલાકની ઉન્નતિ પણ થઈ છે. ધર્મ તરફ પણ ઉદારવૃત્તિ છે અને બંગાલ, મધ્યપ્રાંતનાં શિવાલયોનો પુનરોદ્ધાર કરાવવામાં તેમણે પૈસા ખર્ચ કર્યા છે. સાધારણ સ્થિતિમાંથી ગૃહસ્થ થતા પુરૂષો પોતાના કુટુંબ અને જ્ઞાતિ પ્રત્યે દિલસોજી ધરાવવા માટે આ સખી ગૃહસ્થનું અનુકરણ કરશે એવી આશા છે.

## " સીતવાળાનું કુટુંબ "—સુરત.

આ સંજ્ઞાથી પિછાનાતું કુલીન કુટુંબ અસલ અમદાવાદ શહેરમાં રહેતું હતું. ત્યાં તેમનો પ્રાચીન ધંધો તારકસ તથા રેશમી વણાટ કામનો હતો. તેઓ ઘણો ઉમદા માલ બનાવી રાજા રજવાડાઓમાં ઘણા જુના વખતથી મોકલતા. જ્યારે રેલ્વે નહોતી અને ગુજરાતનું પહેલા નંબરનું બંદર સુરત ગણાતુ હતું, ત્યારે ઘણા દેશપરદેશના આરબ, તુર્ક, મૂર, તથા યુરોપીઅન વેપારીઓ તેમનો માલ ખરીદવા આવતા. તેમના અમદાવાદના એજંટ તરિકે ઘણાં વર્ષ કામ કર્યા પછી તેમણે જાતેજ ( જેઠાશાહ) સુરતમાં પોતાનું જરી અને રેશમી માલનુ કારખાનું કાઢયું અને ઉત્તમ કારીગરોના હાથથી ઘણો ઉંચોમાલ બનાવી તે દરીઆપારના વેપારીઓને વેચવા માંડયો. જેઠાશાહને હરજીવનદાસ નામે પુત્ર હતા, જેની ( હરજીવનદાસ જેઠાશાહની ) સીતવાળાના મૂળ પુરૂષ તરિકે આ પુસ્તકમાં છબી આપવામાં આવી છે. તેમણે અમદાવાદથી સુરતમાં આવી સ્થાઈ વસવાટ કર્યો. અમદાવાદમાં પણ પોતાનું ઘર તથા વ્યાપારી પેઢી હતી. એમ ઘણાં વર્ષ ચાલ્યા પછી તેમનું ધ્યાન સુરતના વેપારમાં વધારે લાગવાથી તથા મુંબાઈ બેટ અંગ્રેજ સરકારના હાથમાં આવ્યા પછી તેની આબાદી વધી, તે વ્યાપારનું મુખ્ય સ્થળ થવાથી લગભગ ૧૦૦ વર્ષ ઉપર તેમણે મુંબાઇમાં પહેલવહેલી પોતાની મંછારામ

ઇચ્છારામ હરજીવનદાસના નામથી પેઢી ખોલી. હાલ મુંબાઇની તે પેઢી શેઠ બાલુભાઈ ડાહ્યાભાઇની માલિકીમાં ચાલે છે; જે પિતા પુત્રની મુબારક છબી પણ પુસ્તકમાં આપવામાં આવી છે. ઉપરાંત મુંબાઇમાં હાલ, શેઠ જીવણભાઇ ( તેમની છબી આપવામાં આવી છે. ) ની માલિકીમાં જગન્નાથ મંછારામના નામની પેઢી ચાલે છે, અને ત્રીજી દુકાન હરજીવનદાસ જેઠા-શાહના પુત્ર જગજીવનદાસના પુત્ર બુલાખીદાસના પુત્ર કેશવલાલભાઇના પુત્ર રતિલાલ કેશવલાલના નામની ચાલે છે. (શેઠ કેશવલાલભાઇ તથા શેઠ રતિલાલ-ભાઈની છબી આપવામાં આવી છે. ) આ પુસ્તકમાં તે ઉપરાંત હરજીવન-દાસના ત્રીજા પુત્ર ત્રીભુવનદાસના પુત્ર છબીલદાસના પુત્ર શેઠ છોટુભાઈ છબીલદાસની છબી પણ લેવામાં આવી છે. આ ગૃહસ્થની પેઢી હાલ સુરતમાં છે; અને તે પણ જરી કામના મોટા વ્યાપારી છે. અમદાવાદમાં પણ શેઠ કેશવલાલ કલ્યાણભાઇના નામની જરીમાલની પેઢી છે. વળી આ કુટુંબે વિદ્યાવૃદ્ધિ માટે શ્રી કડવા પા. હિ. વ. મહામંડલના ફંડમાં પણ ઘણી ઉદાર રકમો બક્ષિસ આપી છે. સુરતની જ્ઞાતિના આગેવાનોમાં તેમનું કુટુંબ ગણાય છે.

## રા. રા. કરસનદાસ જયસિંહભાઇ દેશાઇ.–વિરમગામ.

આ ગૃહસ્થ પાટડી અને વિરમગામના વિખ્યાત દેશાઇ કુટુંબમાંના એક છે. તેમને જન્મ સંવત ૧૯૨૪ના શ્રાવણ માસમાં થયો હતો. હાલ તેમની વય લગભગ ૪૪ વર્ષની છે. તેમની ગુજરાતી અને અંગ્રેજી કેળવણીની શરૂઆત વિરમગામમાંજ થઇ હતી. સ્થાનિક અંગ્રેજી સ્કુલમાં–પાંચમા ધોરણમાં ઉંચા નંબરે પાસ થઈ, તેઓ પોતાનો અભ્યાસ આગળ વધારવા અમદાવાદ ન્યુ હાઈસ્કુલમાં ગયા, જ્યાં પણ ઉંચા નંબરે પાસ થયા અને તેજ સ્કુલમાં તેમને શિક્ષકની જગા આપવામાં આવી. ખાનગી વખતમાં પોતે કાયદાનો અભ્યાસ કરી ૨૪ વર્ષની વયે ડીસ્ટ્રીકટ પ્લીડરની પરીક્ષા મુંબાઈ ઇલાકામાં પહેલે નંબરે પાસ કરી સંવત ૧૯૪૮. વકીલ તરીકે પહેલવહેલો કપડવણંજ ધંધો શરૂ કર્યો. આ-બાદ ધારાશાસ્ત્રી તરિકે કામ કરતાં કરતાં પણ તેમણે હાઇકોર્ટ વકીલની પરીક્ષા માટે અભ્યાસ કરી સં. ૧૯૪૯ માં બીજેજ વર્ષે તે પરીક્ષા પાસ કરી અને વિરમગામમાં વકીલાત કરવા માંડી. કાયદાના ઘણા ઉંડા જ્ઞાનથી તેમને પાટડી સ્ટેટ પ્લીડર તરિકે પસંદ કરવામાં આવ્યા, જે જગા તેમણે સબજજ થતાં સુધી ભોગવી સારૂં માન મેળવ્યું.

સં. ૧૯૫૬ માં આવો સારો ધંધો ચાલતો હતો છતાં પણ જ્યારે પોતાને ના. સરકાર તરફથી ઉમરેઠમાં સબજજ તરિકે જગા આપવામાં આવી ત્યારે તે તેમણે સ્વીકારી. પાટીદાર કોમમાંથી (કડવા કે લેઉવા) ના. અંગ્રેજ સરકારના રાજ્યમાં ત્યાં સુધી તેવી જગાપર કોઇ નિમાયુ નહોતું (હાલ-સુધી પણ તેમજ છે). વિરમગામની જ્ઞાતિ સમસ્તે મળી, તેમને આવો ઉત્તમ હોદ્દો મળવાથી, માનપત્ર આપ્યું હતું. સં. ૧૯૫૭ માં ગોધરાના સબ-જજ તરિકે જગા મળી, જ્યાં તેમને પ્રોમોશન મળ્યું અને બસેંહ રૂપિયા પગાર થયો; ઉપરાંત સેકન્ડ કલાસ મેજીસ્ટ્રેટની પણ સત્તા મળી હતી. ત્યાંથી ઓરપાડ બદલી થઇ. સુરતની ડીસ્ટ્રીકટ કોર્ટમાં વારંવાર મદદગાર તરિકે કામ કરવા જવું થતું, ત્યાં પણ પોતાના કામથી સારૂ નામ કાઢયું હતું. ત્યાંથી રૂ. ૩૦૦) ના પગારે પોતાની વલસાડ બદલી થઈ. હાલ પોતે જંબુસરમાં સબજજ છે. તેઓ સુધારાના હિમાયતી છે. પોતાની કીંમતી સલાહનો તેમણે વારંવાર લાભ આપ્યો છે. પોતે વિરમગામમાં વકીલાત કરતા ત્યારે મ્યુ. કૌંસીલર હતા. સને ૧૯૬૮ના દુષ્કાળ વખતે જંબુસરમાં દુકાળ ફંડના પ્રેસીડંટ હોઇ, ઘણું સારૂ કામ બજાવ્યું હતું. સને ૧૮૯૭માં ઇન્ફન્ટી-સાઇડ ફંડ માટે યોજના કરાવવા સરકારમાં અરજી કરતાં પણ પોતે ખાસ ભાગ લીધો હતો. શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજની વડોદરા ખાતે મળેલી બેઠકના પોતે પ્રમુખ હતા. જ્ઞાતિના દરેક મેળાવડામાં પોતે આગળ પડતો ભાગ લે છે. શ્રી. ક. પા. હિ. વ. મહામંડળના પોતે. ઑ સેક્રેટરી છે. વિદ્યાદાન પ્રતિ ખાસ પ્રીતિ ધરાવે છે, અને તેથી કેટલાક વિદ્યાર્થીને છુપી મદદ આપે છે અને સદરહુ મહામંડળના ફંડમાં પણ રૂ. ૭૫૦) ની ઉદાર રકમ બક્ષિસ આપી છે.

---

## રા. રા. પોપટલાલ શીવલાલ બી. એ. એલ એલ. બી.–ટીકર.

આ બન્ધુના પિતાજી રા. શીવલાલ પીતામ્બરદાસ ધ્રાંગધ્રા રાજ્યમાં ટીકર (રણના કાંઠે) ગામના પટેલ છે અને તે બાજુના જ્ઞાતિબન્ધુઓમાં આગેવાન છે. તે સુધરેલા વિચારના હોવાથી પોતાના ચાર પુત્રોમાં બેને વિદ્યા દેવીના અને બેને કૃષિવિદ્યા (ખેતીવાડી) ના ઉપાસક બનાવ્યા છે. રા. પોપટલાલભાઇએ ટીકરમાં ગુજરાતી અભ્યાસ પુરો કરી ધ્રાંગધ્રામાં રહી અંગ્રેજી અભ્યાસ કર્યો હતો. મેટ્રીકની પરીક્ષા પાસ કર્યા બાદ પોતાનો

અભ્યાસ આગળ વધારવા કૉલેજમાં દાખલ થયા હતા અને તેની છેલ્લી પરીક્ષા પાસ કરી કાઠીઆવાડી કણબીઓમાં પહેલવહેલાજ ગ્રેજ્યુએટ થયા. મુંબાઇમાં રહી તેમણે કાયદાનો અભ્યાસ કરવા માંડયો; અને છેવટે એલ એલ. બી. ની છેલ્લી પરીક્ષા પાસ કરી ધારાશાસ્ત્રી તરિકેની ડીગ્રી મેળવી. પોતે તદ્દન યુવાન છતાં શાંત અને મિલનસાર સ્વભાવના છે. હાલ તેઓ ધ્રાંગધ્રા રાજ્યમાં મેજીસ્ટ્રેટ તરિકે કામ કરે છે. અમને આશા છે કે ત્યાં તેઓ અવસ્ય રાજા પ્રજા ઉભયને પ્રિય થઈ પડશે. તેમના વિદ્યાભ્યાસ કરનાર બીજા બંધુ મેટ્રીકની પરીક્ષામાં બેઠા છે. તે પણ પ્રભુ કૃપાથી પાસ થશે એટલે કૉલેજમાં પોતાનો અભ્યાસ આગળ વધારવા ચાહે છે. તેમના પિતાજી રા. શીવલાલભાઈ સુધારાના હિમાયતી છે. બન્ને પિતા પુત્ર શ્રી કડવા. પા. શુ. સમાજના સભાસદ છે. જ્ઞાતિની સઘળી સભાઓમાં તે જીગરથી ભાગ લે છે.

## રા. બહેચરભાઈ રાયજીભાઇ—ગણપતપુરા.

વડોદરાનાં ૨૬ ગામોના જથામાં આ ગૃહસ્થનું કુટુંબ " રાયજીભાઇ રામદાસ "ના નામથી ઘણાં વર્ષો થયાં જાણીતું છે, તદુપરાંત ગાયકવાડી રાજ્યના એક જાગીરદાર અને બુદ્ધિશાળી લોકપ્રિય આગેવાન તરિકે રા. બહેચરભાઇના પિતા રાયજીભાઈએ કીર્તિ સંપાદન કરેલી હોવાથી, શ્રીમંત ગાયકવાડ સરકારની પણ તેમણે કૃપા મેળવી હતી અને ના. મહારાજાની હજુર સ્વારીએ આ પ્રેમી રાજભક્તનું ઘર પાવન કર્યું હતું. પિતાના સ્વર્ગવાસ પછી રા. બહેચરભાઇએ, તેમણે મેળવેલી કીર્તિ જાળવી રાખવા ઘણા પ્રયત્નો કર્યા છે અને તેમાં તેમના કનિષ્ટ બન્ધુઓ રા. ઝવેરભાઈ, રા. કેશુરભાઈ તથા રા. છોટાભાઇ પણ મદદ કરે છે. રા. બહેચરભાઇ, પોતાના પિતાજી વૃદ્ધ થવાથી વહીવટમાં પડી ગયા અને અંગ્રેજી ભણી શક્યા નહિં પણ પોતાના ન્હાના ભાઈ છોટાલાલને ખાસ કાળજી રાખીને અંગ્રેજી અભ્યાસ કરાવ્યો છે. સં. ૧૯૬૪ની સાલમાં પોતાના જથાનાં સઘળાં ગામોને પોતાના ત્યાં તેડાવી મોટું ખરચ કરી, સુધારાનાં ભાષણો કરી, બ્રહ્મચર્ય પાળવા; કન્યાવિક્રય, બે સ્ત્રીઓ, ફુલના દડાનું લગ્ન નહિ કરવા; મેંદો અને પરદેશી ખાંડ નહિ વાપરવા; ફટાંણાં નહિ ગાવા; રોવા કુટવાનું બંધ કરવા; વિદ્યાવૃદ્ધિ ફંડ ખોલવા વગેરેના ઉમદા વ્યવહારૂ સુધારા કરાવ્યા હતા. સં. ૧૯૬૫ની

સાલમાં શ્રીમંત સિયાજીરાવ મહારાજના જ્યેષ્ટ પુત્ર સ્વ. ફત્તેહસિંહરાવના સ્મરણાર્થે અનાથાશ્રમ ખોલવા આગળ પડતો ભાગ લઇ, પોતે તે આશ્રમના લાઇફ મેમ્બર થયા હતા અને આશ્રયદાતા તરિકે દર વર્ષે મદદ કરે છે. જ્ઞાતિ સુધારાના ચુસ્ત હિમાયતી હોવાથી સં. ૧૯૬૬ની સાલમાં સ્થપાએલી શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના તે શરૂઆતથી એક નેતા બની તેને તન, મન અને ધનથી મદદ કરતા આવ્યા છે ને કરે છે; એટલુંજ નહિ પણ પોતાના જથાનાં ગામોના આગેવાનોને દરેક બેઠકમાં તેડી લાવી, તેઓના વિચારોમાં પણ સારૂ પરિવર્તન કરાવી શકયા છે. સં. ૧૯૬૭ની સાલમાં સદરહુ સમાજની વડોદરા ખાતે મળેલી મીટીંગમાં પધારેલા સભાસદોની ઉત્તમ પ્રકારે સેવા બજાવવામાં તેમણે જે મદદ કરી હતી, તે ખાસ નોંધવા જેવી છે. 'ચોરંદા મહાલ પ્રજા મંડલ' નામે ખેડુતના હક્કોનું રક્ષણ કરવા સ્થપાયેલ મંડલના તે નેતા હોવાથી તેમને તેના પ્રમુખ પદ પર સ્થીત કરવામાં આવ્યા હતા. વિદ્યાવૃદ્ધિ પ્રત્યે તેમની ખાસ અભિરૂચી દરેક પ્રસંગે ઝળકી રહી છે. પંચની બેઠકોમાં, સમાજની મીટીંગોમાં અને દરેક તેવી સભામાં તે વિદ્યાદાનમાં પોતાની ઉદારતા બતાવે છે. ગઈ સાલમાં સ્થપાયેલા શ્રી કડવા પા. હિ. વ. મહા મંડલના ફંડમાં પણ ઉદાર રકમ બક્ષિસ આપી છે. હાલ તેમની વય ૩૭ વર્ષની છે. તેમને બે પુત્રો અને એક પુત્રી છે. તેમની કેળવણીપ્રતિ તે ખાસ કાળજી રાખે છે.

---

## રા. રા. પુરૂષોત્તમદાસ હરગોવિંદદાસ.—વડોદરા.

આ બન્ધુ વડોદરા રાજના કેળવણીખાતામાં ચિત્રકલા શિક્ષક છે. પોતે ગુજરાતી તેમજ અંગ્રેજી ભાષા સારી જાણે છે. તેઓ મૂળથીજ સુધારાના હિમાયતી હોઈ શ્રી ક. પા. શુ. સમાજ પ્રતિ સારી કાળજી ધરાવતા આવ્યા છે. જ્ઞાતિના દરેક મેળાવડામાં હાજરી આપે છે; એટલુંજ નહિ પણ આસપાસનાં ગામોના બન્ધુઓને પણ પ્રબોધી તેડી લાવે છે એથી કરી તેમના વિચારોમાં તે કેટલાક દરજ્જે પરિવર્તન કરાવી શકયા છે. વડોદરા ખાતે સદરહુ સમાજને આમંત્રણ આપનાર એજ પોતે હતા. તે બેઠકના સ્વાગત મંડળના પોતે ચેરમેન હતા, અને તેમના તથા તેમના મિત્ર રા. બેહેચરભાઇ વગેરેના સ્તુતિપાત્ર પ્રયત્નથી તેમણે વડોદરાની બેઠકને



સ્વ. શેઠ ડાહ્યાભાઇ ઇચ્છારામ સીતવાળા મુંબઇ.

The 'Lakshmi Art,'—Bombay.




રા. રા. પુરૂષોત્તમદાસ હરગોવીંદદાસ પટેલ, વડોદરા.

The 'Lakshmi Art,' Bombay.



ડૉ. પીતાંબરદાસ કુબેરદાસ ઍલ, ઍમ, ઍન્ડ ઍસ.

અમદાવાદ.

The Lakshmi Art —Bombay

ઉત્તમરીતે દીપાવી આપી હતી. પોતે હાલ લગભગ ૩૪-૩૫ વર્ષની વયના છે. તેમને બે પુત્રી અને એક પુત્ર છે. તેમની કેળવણી પ્રતિ તે ખાસ લક્ષ આપે છે. બાળલગ્નને તે ધિક્કારનાર હોવાથી પોતાનાં સંતાનોને બચપણમાં તેમણે પરણાવ્યાં નથી.

---

## ડૉ. પીતાંબરદાસ કુબેરદાસ; એલ. એમ. ઍન્ડ એસ.—અમદાવાદ.

આ ગૃહસ્થનો જન્મ લગભગ ૪૮ વર્ષ પર ગાયકવાડી રાજ્યના કલોલ તાલુકામાં રૂપાલ ગામે થયો હતો. તેમના પિતાજીનું નામ કુબેરદાસ પરભુદાસ હતું. તેઓના પૂર્વજો અમદાવાદ—સાબરમતી નદીના કાંઠે હાંસોલ ગામમાં રહેતા હતા, તેથી હાંસોલા કહેવાય છે, પણ સો દોઢસો વર્ષથી તેમના સગા વ્હાલા સહુ અમદાવાદમાં રહેવા લાગ્યા, જે જગા તેમના વડીલોના નામ પરથી હાલ હાંસોલાવાડ ( કડવા પોળ સામે )ના નામથી ઓળખાય છે. પોતે ગુજરાતી અભ્યાસ પુરો કર્યો એટલે અંગ્રેજી ભણવા માંડયું. તેમાં પણ મેટ્રીકની પરીક્ષા પાસ કરી વિશેષ અભ્યાસ માટે આગળ ચલાવ્યું. વૈદ વિદ્યાનું જ્ઞાન સંપાદન કરવા માટે તેમણે મુંબાઇમાં રહી આગળ અભ્યાસ કર્યો અને છેવટે તે ખાતાની છેલ્લી ઍલ. એમ. ઍન્ડ. એસ. ની પરીક્ષા પાસ કરી અને ડીગ્રી મેળવી. અમદાવાદમાં વૈદકની ખાંનગી હોસ્પીટલ કાઢી તેમણે તે ધંધામાં સારી નામના મેળવી છે. શહેરના ઘણાખરા ગૃહસ્થ કુટુમ્બોમાં તે ફેમીલી ડૉકટર (કુટુંબના વૈદ) તરિકે ઘણા વખતથી પંકાય છે. વૈદક ધંધા ઉપરાંત વ્યાપારમાં પણ પોતે ઘણા વખતથી ધ્યાન આપતા આવ્યા છે. ધંધાર્થે પ્રથમ ૬-૭ વર્ષ પર તે પૃથ્વીની મુસાફરીએ નીકળ્યા હતા. યુરોપ અમેરિકાની મુસાફરી કરી કેટલુંક વ્યાપારી જ્ઞાન સંપાદન કરીને પાછા ફર્યા હતા. ઘણા જુના વખતથી તેઓ સુધારાના હિમાયતી છે. સને ૧૮૮૯માં જ્ઞાતિની ઉન્નતિના ઠરાવો કરવા મે. કમીશ્નર શેપર્ડ સાહેબના અધ્યક્ષપણા નીચે જ્ઞાતિ બંધુઓની મોટી સભા મળી ત્યારે મરણ નીમિત્તનાં ભોજનો અટકાવવા તેમણે લેખી દરખાસ્ત રજુ કરી હતી. બાળલગ્નને તેઓ પહેલાંથીજ ધિક્કારતા આવ્યા છે. સં. ૧૯૬૩ની સાલથી ચાલતી જ્ઞાતિ સુધારાની દરેક હિલચાલમાં તે આગળ પડતો ભાગ લે છે. વિરમગામ મુકામે મળેલી શ્રી કડવા પા. શુ. સમાજની પહેલી બેઠકના ખરેખરા અણીના વખતે તેમણે પ્રમુખપદ સ્વીકારી તેનું વિકટ કામ ઘણી બાહોશાઇ તથા દીર્ઘદષ્ટીથી

ચલાવ્યું હતું. પોતે સુલેહના ચુસ્ત હિમાયતી હોવાથી જ્ઞાતિમાં વારંવારના વધરા પ્રસંગે પણ સમાજના પ્રમુખ તરિકે હંમેશાં સમાજના સભાસદોને સુલેહનોજ સદ્બોધ આપતા આવ્યા છે. વડોદરા ખાતે મળેલી સદરહુ સમાજની બીજી બેઠકમાં પણ તેમણે ઘણી અગત્યની મદદ કરી હતી. તેઓ શ્રી ક. પા. શુ. સ. બોર્ડીંગના પ્રેસીડેન્ટ છે. લાંબા વખત સુધી તેમણે મ્યુનિસિપલ કાઉન્સિલર તરિકે અમદાવાદી પ્રજાની સેવા બજાવી છે. કણબી જ્ઞાતિમાં તેઓ પહેલવહેલાજ ગ્રેજ્યુએટ, પહેલવહેલાજ યુરોપ અમેરિકાની મુસાફ્રી કરનાર, અને શ્રી ક. પા. શુ.' સમાજના પહેલવહેલાજ પ્રેસીડેન્ટ છે. ઇ. સ. ૧૯૧૨ના એપ્રીલમાં વ્યાપારાર્થે બીજીવાર યુરોપખંડની મુસાફ્રીએ ગયા—ઇંગ્લંડ, ફ્રાન્સ, સ્વીટઝર્લાંડ અને ઇટાલી વગેરે દેશોની મુસાફ્રી કરી વ્યાપારી જ્ઞાન સારી રીતે સંપાદન કર્યું છે. ઇંગ્લંડના—'લંડનમાં દેસાઇ બ્રધર્સ'ના નામથી ચાલતી એજન્સીની દુકાનના તે ભાગીદાર છે. તેમણે તેની મુંબાઈ તથા અમદાવાદમાં શાખાઓ ખોલી છે. વિદ્યાવૃદ્ધિના હિમાયતી તરિકે જ્ઞાતિના કેટલાક વિદ્યાર્થીઓને તેમણે છુપી મદદ કરી છે અને કરે છે. ઉપરાંત વિદ્યાવૃદ્ધિ માટે ખાસ સ્થાપવામાં આવેલા મહામંડલના ફંડમાં પણ તેમણે રૂ. ૫૦૦)ની ઉદાર બક્ષિસ આપી છે. તેઓ નિરાભિમાની, મિલનસાર અને માયાળુ હોવાથી ઘણા લોકપ્રિય આગેવાન ગણાય છે.

---

### દેશાઇ અમરસિંહજી વકીલ.—ધ્રાંગધ્રા.

આ સુધારક બન્ધુનું કુટુમ્બ ઘણા પ્રાચીન વખતથી દેશાઇઓ સાથે નામાંકિત ગણાય છે; તેમના પૂર્વજોમાં થઇ ગયેલા રા. જેઠાભાઇ, ફ્ત્તેસિંહજી વગેરે વીરપુરૂષોએ માંડલ ગઢમાં રાજ કરતાં કેવી નામના મેળવી હતી, તે આપણે આગળ વાંચી ગયા છીએ. હાલ તેમનું કુટુંબ વિરમગામમાં પટેલાઇ કરે છે અને ધ્રાંગધ્રામાં દેશાઈ તરિકે પંકાય છે. રા. અમરસિંહજીભાઇ લગભગ ૨૦ વર્ષથી ધ્રાંગધ્રા રાજ્યના સ્ટેટ પ્લીડર તરિકે સારા માન સાથે સેવા બજાવી રહ્યા છે. ઉપરાંત તેમણે સ્વર્ગસ્થ મહારાજા સાહેબના સમયમાં ઝાલાવાડ બેંકના મેનેજર તરિકે પણ ઘણી બાહોશાઈ અને વાણિજ્ય બુદ્ધિથી કામ કર્યું હતું. હાલમાં રાજ્યના વસુલાતખાતામાં પોતે હોદ્દેદાર છે. તેવીજ રીતે તેમનું ધ્રાંગધ્રાનું કુટુંબપણ પરાપૂર્વથી રાજ્ય સાથે ગાઢ પરિચયમાં હોઇ સારા હોદ્દાની નોકરી કરતું આવ્યું છે.

રા. અમરસિંહજીભાઈ તથા તેમના લઘુ ભ્રાતા મગનલાલભાઈ બંને સુધારાના હિમાયતી હોવાથી બાળલગ્નને અને મરણ પાછળનાં અકુદરતી ભોજનોને ધિક્કારનારા છે. શ્રી. ક. પા. શુભેચ્છક સમાજની ઉત્પત્તિ તેમની દીર્ઘદ્રષ્ટીવાળી સલાહને આભારી છે. તેઓ શરૂથીજ તેના ઉત્તમ સલાહકાર નેતા તરિકે કામ કરે છે. ઉપરાંત પોતે તેની વ્યવસ્થાપક કમીટીના મેમ્બર છે. તેઓ ગુજરાતી, હિંદી અને ઉર્દુ ભાષાઓ સારી રીતે જાણે છે, ઉપરાંત શીઘ્ર વકતા, લેખક, કવી અને વિદ્વાન ધારાશાસ્ત્રી છે. તેમની વય હાલ ૪૨ વર્ષની છે.

તેમના કુટુંબની ધ્રાંગધ્રા રાજ્યમાં ઘણી સારી પ્રતિષ્ટા છે. જમીન જાગીર સાચવવી, એકનિષ્ટાથી પ્રમાણિકપણે રાજ્યની સેવા કરવી, વ્યાપાર અને શરાફી વહીવટ ચલાવવો એ વગેરે કામમાં આખું કુટુંબ નમુનેદાર ગણાય છે. કુટુંબના વિદ્વાન ધારાશાસ્ત્રી વયોવૃદ્ધ પુરૂષ દેશાઇ ભાવસિંહજી તદ્દન સુધરેલા વિચારના હોઈ સુધારાની દરેક હિલચાલમાં સારૂં હિત લે છે. દે. કાલીદાસભાઇ, દે. બહેચરલાલ માસ્તર, દે. છોટાલાલ, દે. સોમનાથ આદિ યુવક વર્ગે પણ સુધારાની ચાલુ હિલચાલ પરત્વે ઘણો ઉહાપોહ કર્યો હતો અને કરે છે.



## जीवनमूक्त महात्मा श्री सर्युदासजी.



પાટડીમાં વસતા અમદાવાદી પરિખ સંજ્ઞા ધારક કુલીન કુટુંબમાં આ જીવનમૂક્ત મહાત્માનો જન્મ થયો હતો. પરોપકાર, દયા, દાન, ધર્મ અને મહાત્માઓ પ્રતિ તેમને બાલવયથીજ અસાધારણ પ્રીતિ હતી. તેને લઇને જોકે તેઓ સ્કુલમાં કાળજીપૂર્વક અભ્યાસ કરતા માલૂમ પડતા નહિ તોપણ તેમનું જ્ઞાન ઘણું ઉંચા પ્રકારનું હતું. વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી તેમના વડીલોની ઇચ્છાનુસાર તેમણે વ્યાપારી લાઇન લીધી હતી પરંતુ જેને સંસાર સાગર અસાર હતો તે ત્યાં પણ સર્વ અસારજ જોતા હતા, એટલે વિરાગી વૃત્તિથી તેમાં પણ તેમને પ્રીતિ થઇ નહી. પોતાનો બને તેટલો સઘળો વખત તેઓ સંત સમાગમમાં વિતાવવા શોધી શોધીને મહાત્માઓની સા-

નિધ્યમાં જતા અને ત્યાંજ તેમની સાથેના સત્સંગમાં ખાનપાનનું ભાન રાખ્યા વિના બેસી રહેતા હતા. તેમની આવી પ્રવૃત્તિઓને લીધે તેમનું વ્યાવહારિક વર્તન તદ્દન ફીકું લાગતું હતું. તેમનાં બાળપણમાંજ જ્ઞાતિના રિવાજ પ્રમાણે લગ્ન થઇ ગયાં હતાં એટલે તેમને સંસારમાં તેમની મરજી વિરૂદ્ધ પાડવા પ્રયત્ન થયો હતો. તેમનાં ધર્મ પત્ની પણ સાક્ષાત્ મીહીરા (મીરાં)નો પ્રત્યક્ષ અનુભવ કરાવે તેવાં—એક મહાત્માના નામને દીપાવે તેવાં હોવાથી, તેમને માંથે નાંખવામાં આવેલી સંસારની ઉપાધિ માત્ર નામનીજ હતી. બંને પતિપત્નિએ જીવનપર્યંત નૈષ્ટિક બ્રહ્મચર્યવ્રત પાળ્યું હતું. એ સાધ્વી બાઈ અલ્પ સમયમાંજ પ્રભુના ચરણકમલમાં પહોંચી ગયાં અને એક સિંહસમાન મહાત્માની મર્યાદાની—નામની વ્યાવહારિક શ્રૃંખલા—બેડી ટુટી ગઇ. આવા વિપદ પ્રસંગોમાં જેમ એક સાધારણ પુરૂષને મહાવિશાદ (શોક) થાય છે, તેમ તેમને ન થતાં, ઉલ્ટા પ્રભુની આવી ઇચ્છાથી તે મનમાં મલકાતા હતા. કુલીન વરનાં ઉપરાઉપરી માગાં થવા લાગ્યાં એટલે તેમના વડીલોએ તેમને વીલા ન મુંકવા (એકલા ન પડવા દેવા) વિચાર કરવા માંડયો. તેઓ સઘળાની આવી હિલચાલની ખબર પડતાંજ પોતે પીંજરામાંથી મૂક્ત થયેલ કેસરીની માફક અરણ્યમાં ચાલ્યા જવા વિચાર કર્યો. તેમણે પોતાના વડીલોને પોતાની ઇચ્છા જણાવ્યા સિવાયજ તીવ્ર વિરાગને લીધે, પોતાનું જન્મસ્થાન છોડયું અને યથેચ્છ વિચરેવા લાગ્યા. તીર્થમાં યટન કરતાં કરતાં અનેક મહાત્માઓના સત્સંગનો લાભ લેતા લેતા કેટલાક વખત પછી રાજનગર (અમદાવાદ)માં આવ્યા અને એક સ્વામીજી પાસેથી દીક્ષાલઇ તેમના શિષ્ય થયા. પૂર્વજન્મનાં અપૂર્ણ સંચીતને અનાયાસે ભોગવવા કોઇ યોગભ્રષ્ટ મહાત્માનું જેમ વિચરવું થાય, તેમ તેઓ પોતાની સઘળી પ્રવૃત્તિઓમાં રહેવા લાગ્યા. પોતે બિલકુલ નિષ્કંચનપણે (દ્રવ્યને સ્પર્સપણ કરતા નહિ) રહેતા હતા તોપણ તેમના પરોપકારી ગુણો આવી સ્થિતિમાંપણ પ્રકાશમાન હતા. તેમનો સદ્બોધ સાંભળવા આવનારા મુમુક્ષુ જનો તેમના નામે નિત્ય નિયમીત રીતે તેમના આશ્રમસ્થાનપર પરમાર્થ કરતા હતા. અનેક અપંગ, સાધુસંત અને કોઇપણ પ્રકારનો યાચક એ કલ્પવૃક્ષ સમાન મહાત્માના આશ્રમસ્થાનપરથી અપૂર્ણ ઇચ્છાએ નિરાશ પાછો ફરતો નહિ. કલ્પવૃક્ષ જેમ પોતાનો આશ્રય કરનારને ઇચ્છીત વસ્તુ આપે છે, તેમ તેઓશ્રી પણ ધર્મ, અર્થ, કામ અને

મોક્ષ સુદ્ધાંતનું સદાવ્રત બાંધી બેઠા હોય તેમ પ્રત્યક્ષ ભાન થતું હતું. બ્રહ્મ-જ્ઞાનરૂપ સર્વોત્તમ દાનનો તો ત્યાં નીશદિન અસ્ખલીત પ્રવાહ—મહાનંદ વહ્યાજ કરતો હતો, ત્યાં શું કમીના રહે? અમદાવાદની વ્યવહાર લુપ્ત પ્રજાને તેમણે એવી ચેતાવી હતી કે, એક હજ્રકામાં હલકા વર્ગથી ઉત્તમ વર્ગના સાધારણ તેમજ ગૃહસ્થો હજારોની સંખ્યામાં સૂર્યોદય પહેલાં તેમના સદ્બોધનું પાન કરવા આશ્રમપર એકઠા થતા હતા. શાંતિનું તો ત્યાં સર્વાંશે સામ્રાજ્ય પ્રવર્તી રહેતું હતું. તેઓશ્રીનો સર્વદેશી ઉપદેશ સહુને પરમ પ્રિય થઇ પડયો હતો. ખંડનમંડનનું તો નામ નિશાન હતુંજ નહિ. તેમની આવા પ્રકારની નિષ્પ-ક્ષપાત અને સામાન્ય સ્નેહદ્રષ્ટીથી કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરતા આદિના નાશનો ત્યાં પ્રત્યક્ષ અનુભવ થતો હતો. એ રીતે તદ્દન જીવન-મૂક્ત દશાના આનંદમાં વિલસતા અને ભક્તજનોને વિલસાવતા તેઓ નિત્ય નિયમીત સદ્બોધ આપતા હતા. **परोपकाराय सतां विभूतय ।** સત્પુરૂષોનું જીવન પરોપકારને માટેજ હોય છે, તેમ સંસારયાત્રા પરિપૂર્ણકરી લગભગ સીત્તેરવર્ષની વયે સં. ૧૯૬૮ ના કારતક વદ ત્રીજના દિવસે ભકતોને ક્ષણભર મોહવશ કરી ઇચ્છિાનુસાર સ્થુળને પરહરી મોક્ષપદારૂઢ થયા. તેઓ-શ્રીના અંત્યેષ્ટી સંસ્કારવેળા અમદાવાદ શહેરના તમામ હિંદુ સદ્ગૃહસ્થો વગેરેએ મળી લગભગ વીશ હજારની મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. તેમના નિર્વાણ પછી હજારો રૂપિયાનો તેમના નામે તેમના અનુયાયીઓએ ધર્માદો કર્યો. જ્ઞાનબળવડે ભકતોના અજ્ઞાન અંધકારનો નાશ કરનાર સૂર્ય-સમાન મહાત્મા શ્રી સર્યુદાસજી કણબી જ્ઞાતિને અને તેમની અનેક પેઢીઓને ઉજ્વલ કીર્તિ પમાડી સંસાર છોડી ગયા. તેમનાં સગાં વ્હાલાં, જ્ઞાતિજનો અને તેમનાં દર્શન કરનાર સર્વનાં અહોભાગ્ય છે. પરમકૃપાળુ પરમાત્મા કણબી જ્ઞાતિના ઉદ્ધાર માટે એવા સર્યુદાસજીનો જ્ઞાતિમાં વારંવાર પ્રાદુર્ભાવ કરાવે તેવી અમારી તે દિનબન્ધુ પ્રભુને નમ્ર વિનતિ છે.

---

## વિદ્વાનો અને અમલદારો વગેરે.

રા. જેઠાલાલ ચીમનલાલ, સ્વામીનારાયણ. અમદાવાદ ગુજરાત કૉલેજમાં પ્રૉફેસર છે. (પોતે સારા વક્તા છે, લેખક છે; અને સને ૧૯૦૯માં મુંબાઈ

ઇલાકામાં પહેલા વર્ગમાં પહેલા નંબરે **એમ. એ.** થયા છે. સમાજની વીરમગામની બેઠકના વાઇસ-પ્રેસીડંટ હતા. તેમની છબી મેળવવા પ્રયત્નો કરેલા પણું નિષ્ફળ થયા છીએ.)

રા. અમૃતલાલ બળદેવદાસ, હીંગળોકવાળા. બી. એ; એલ. એલ. બી.
સુરત, વકીલાત કરે છે.

રા. મુળજીભાઈ જેઠાભાઈ, બી. એ; એલ. એલ. બી.
ભાવનગર સ્ટેઇટમાં ન્યાયાધીશ છે.

રા. પોપટલાલ શીવલાલ, બી. એ; એલ. એલ. બી. ટીકર.
ધ્રાંગધ્રા રાજ્યમાં નોકરી કરે છે.

રા. પીતાંબરદાસ કુબેરદાસ. એલ. એમ. એન્ડ એસ. અમદાવાદ. ખાનગી દવાખાનું છે.

રા. કરસનદાસ જયસિંહભાઈ, હાઇકોર્ટ પ્લીડર. વિરમગામ. જંબુસર સબજજ છે.

રા. કલ્યાણજી ભગવાનદાસ સી. એમ. એસ. રાંદેર. કવેટામાં દવાખાનું છે.

રા. પુરૂષોત્તમદાસ ન્હાનાભાઈ. ડીસ્ટ્રીકટ પ્લીડર. અમદાવાદ.
વિરમગામ વકીલાત કરે છે.

રા. કેશવલાલ માધવલાલ પરિખ „ વિરમગામ. અમદાવાદ વકીલાત કરે છે.

રા. સાંકળચંદ જયસિંહભાઈ. ઇન્ટર. અમદાવાદ. મુંબાઇમાં વ્યાપાર કરે છે.

રા. શંભુલાલ ખોડીદાસ „ „ બી. એ.ની પરીક્ષામાં બેઠા છે.

રા. નારાયણદાસ ગોપાલદાસ „ અસારવા „ „ „

રા. નંદલાલ મંછારામ „ અમદાવાદ. અભ્યાસ કરે છે.

રા. શંભુલાલ ભગવાનદાસ મહાદેવીઆ. પી. ઇ. અમદાવાદ.
મુંબાઈ સુતરનો વેપાર કરે છે.

રા. અમૃતલાલ હરજીવનદાસ પી. ઇ. ભાવનગર. મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરે છે.

રા. ગોકળદાસ રણછોડદાસ „ જુનાગઢ. ડૉકટરનો અભ્યાસ કરે છે.

રા. જેઠાલાલ ગીરીધરલાલ મેટ્રીક. અમદાવાદ. પેન્સનર છે.

રા. હરીકૃષ્ણ સાંકળચંદ „ „ „

રા. જમનાદાસ બુલાખીદાસ „ „ એજ્યુ. ઇન્સ્પેકટરની ઑફીસમાં કલાર્ક છે.

રા. માણેકલાલ ચીમનલાલ મેટ્રીક „ „ પાટડી સ્ટેઇટમાં ડે. કામદાર છે.

રા. રામચંદ્ર છોટાલાલ „ „ સેકન્ડ ક્લાસ ઍન્જીનીઅર છે,

રા. મોતીલાલ હરગોવીંદદાસ „ „ ધોળકા ઓવરશીયર છે.

રા. ત્રીકમલાલ દલપતરામ „ „ કલેકટર ઑફીસમાં કલાર્ક છે.
રા. ચુનીલાલ ગોવીંદલાલ „ „ વિરમગામ મ્યુનીસીપલ કલાર્ક છે.
રા. હીરાલાલ કેશવલાલ ગાંધી „ „ બસીન (બર્મા)માં ઝવેરી છે.
રા. પુરૂષોત્તમદાસ બળદેવદાસ „ „ વાજીંત્રોના વ્યાપારી છે.
રા. સકરાભાઇ બહેચરદાસ „ „ અન્જુમન ઇસ્લામ સ્કુલમાં શિક્ષક છે.
રા. ડાહ્યાભાઇ સાંકળચંદ „ „ પોષ્ટલ ડીપાર્ટમેન્ટમાં નોકર છે.
રા. અચરતલાલ જયકૃષ્ણદાસ „ „ પાટડી સ્ટેઇટમાં કલાર્ક છે.
રા. સકરાભાઈ છોટાલાલ „ „ ખાનગી ધંધો કરે છે.
રા. છગનલાલ છોટાલાલ „ „ આગળ અભ્યાસ કરે છે.
રા. મણીલાલ મોહનલાલ „ „ „
રા. જમનાદાસ ગટોરદાસ „ અસારવા. પોષ્ટલ ડીપાર્ટમેન્ટમાં નોકર છે.
રા. ચુનીલાલ પુરૂષોત્તમદાસ „ વિરમગામ. શીહોર અંગ્રેજી સ્કુલ હેડમાસ્તર છે.
રા. મગનલાલ રણછોડદાસ „ „ પાટડી સ્ટેઇટ મુખ્ય કામદાર છે.
રા. ઝીણાભાઇ મગનલાલ „ „ „ „ શીરસ્તેદાર છે.
રા. કેશવલાલ પ્રાણદાસ „ „ પોષ્ટલ ડીપાર્ટમેન્ટમાં નોકર છે.
રા. જીવરાજ હંસરાજ „ ભાવનગર. કાપડના વ્યાપારી છે.
રા. વીઠ્ઠલદાસ ખીમજીભાઇ „ „ અભ્યાસ કરે છે.
રા. બહેચરદાસ લક્ષ્મીચંદ „ રાજકોટ પુના ખેતીવાડીની કોલેજમાં ભણે છે.
રા. લક્ષ્મીચંદ દેવચંદ „ વાંકાનેર. અભ્યાસ ચાલુ છે.
રા. ભોગીલાલ નાગરદાસ „ જેતલપુર ધીરધારનો ધંધો કરે છે.
રા. માણેકલાલ ગોવીંદલાલ સ્કુલફાઇનલ અમદાવાદ શૅર દલાલ છે.
રા. દામોદરદાસ અચરતલાલ „ „ શૉરોક મીલમાં સેક્રેટરી છે.
રા. રણછોડલાલ બહેચરદાસ „ ગોમતીપુર. રેવન્યુખાતામાં ડી. ડેપ્યુ. કલેકટર સાહેબના હેડ કલાર્ક છે. અને હાયરપરીક્ષા પાસ કરી છે.
રા. પુરૂષોત્તમ લલ્લુભાઈ „ વિરમગામ. ‘ કડવા વિજય ’ના એડીટર; ‘શ્રી કડવા પા.શુ.સમાજ’ના જનરલ સેક્રેટરી અને સ્કુલમાસ્તર છે.
રા. ગોકળદાસ હાંસજીભાઈ. ફર્સ્ટકલાસ ઍન્જીનીઅર. અમદાવાદ. મીલમાં નોકરી કરે છે.

| | | | | |
|---|---|---|---|---|
| રા. મગનલાલ ગોવીંદલાલ | ,, | ,, | કારખાનામાં નોકરી કરે છે. | |
| રા. મગનલાલ હાંસજીભાઈ | ,, | ,, | ,, | ,, |
| રા. ત્રીભોવનદાસ નાથાભાઇ | ,, | ,, | ભાવનગર | ,, |
| રા. ગીરધરદાસ પરભુદાસ | ,, | ,, | ,, | ,, |
| રા. રામચંદ્ર છોટાલાલ | સેકન્ડ કલાસ | ,, | અમદાવાદ | ,, |
| રા. નારણલાલ ગોવીંદલાલ | ,, | ,, | ,, | ,, |
| રા. ભાઈલાલ પ્રાણલાલ | ,, | ,, | વિરમગામ | ,, |
| રા. બાપુલાલ ગુલાબચંદ | ,, | ,, | સરઢવ. ધીરધાર અને પોતાની ખેતીવાડી કરે છે. | |
| રા. મોતીલાલ મુળજીભાઇ | ,, | ,, | બાવળા | ,, |
| રા. મણીલાલ હીરાલાલ | હોસ્પીટલ ઍસીસ્ટંટ. | અમદાવાદ. | બાંદીકુઇ (આર. એમ. રેલ્વે)માં ડૉકટર છે. | |

(તેમના પિતાજી હીરાલાલભાઈ વસંતદાસ, સાબરમતી ચીફગુડસ કલાર્ક છે, તેમના ભાઇ ચીમનલાલભાઇ હીરાલાલ "કડવા હિતેચ્છુ" પત્રના અધિપતિ છે. આ કુટુંબના વડીલો અમદાવાદ શહેરમાં પહેલવહેલીજ છાપવાની કળા લાવ્યા હતા તેથી તેમને "છાપગર"ની સંજ્ઞાથી લોકો પિછાને છે. તે કુટુંબના રા. સાંકળચંદભાઇ પોષ્ટલ ઇન્સ્પેકટર છે જેમણે ચીનના વિગ્રહમાં લશ્કર સાથે સારી નોકરી કરી ચાંદ મેળવ્યો છે.)

| | | | |
|---|---|---|---|
| રા. લલ્લુભાઇ હઠીભાઈ | રાવસાહેબ | સાણંદ. | પેન્શનર છે. |
| રા. પુરૂષોત્તમ ફકીરભાઇ | ,, | રાંદેર કૉઓપરેટીવ ક્રૅડીટ સોસાઇટીઝના સેક્રેટરી છે. | |

(આ પ્રમાણેની નોંધમાં જે કોઇ ગૃહસ્થ સુધારો વધારો સુચવશે તો તે પ્રતિ માનભરી લાગણીથી ધ્યાન આપી હવે પછી સુધારો કરવામાં આવશે.)



## આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનાર જ્ઞાતિ બન્ધુઓનાં મુબારક નામ.



રા. હીરાલાલ વસંતદાસ.
,, બેચરભાઇ વણારસી.
,, પરભુદાસ ભાવસિંહજી.
,, નાથાભાઇ ધનજીભાઇ.
,, દ્વારકાદાસ છક્કડસી.
,, ગીરધરભાઈ ધનજીભાઈ.
,, બળદેવભાઇ લાલજીભાઈ.
,, કેસરીસિંહ ત્રિકમભાઈ.
,, વજેસિંહ જેસીંગભાઇ.
,, બાપુલાલ ભગવાનદાસ.
,, લાલભાઇ નારણલાલ.
,, ભગવાનદાસ રણછોડદાસ.
,, ચતુરભાઈ હીરદાસ.
,, ગંગારામ નરસીંહદાસ.
,, પરભુદાસ રામદાસ.
,, જેઠાભાઇ વનમાળીદાસ.
,, ગરબડભાઇ કાળીદાસ.
,, નાથજી હરીભાઈ.
,, જેઠાભાઇ અમથાભાઈ.
,, લલ્લુભાઇ માનાભાઇ.
,, કાળીદાસ અમાઇદાસ.
,, કાળીદાસ માવાભાઇ.
,, ગોવિંદભાઇ ગણેશભાઈ.
,, દેવરાજ હરજીવનદાસ.
,, તળસીભાઈ જીવરાજ.
,, છોટાલાલ શ્રીધરદાસ.
,, ગોકળભાઈ મોતીદાસ.
,, લાલભાઇ અમાઇદાસ.

રા. પુરૂષોત્તમ ઇશ્વરદાસ.
,, બેચરભાઇ અમથાદાસ.
,, ખોડાભાઈ શામળદાસ.
,, ભુલાભાઇ જેસીંગદાસ.
,, વીઠ્ઠલભાઇ અમાઈદાસ.
,, ભોળાભાઇ દેસાઇભાઇ.
,, હરીભાઈ ભગવાનદાસ.
,, જીજીભાઇ કુબેરદાસ.
,, એકનાથ સામલાલ.
,, ચકાભાઈ મુળચંદ.
,, ચીમનલાલ ચકુભાઈ.
,, કેવળદાસ અંબારામ.
,, રતીલાલ અંબારામ.
,, ગંગારામ જેઠીદાસ.
,, મોહનલાલ પિતામ્બર.
,, દામોદરદાસ બાપુજી.
,, રેવનદાસ મુળજીભાઈ.
,, મુળજીભાઇ રણછોડદાસ
,, માધવલાલ ઉમેદરામ.
,, ઘેલાભાઇ લલ્લુભાઈ.
,, રણછોડલાલ અમૃતલાલ.
,, ગોકળભાઇ ગોવિંદભાઈ.
,, કેસવલાલ શંકરદાસ.
,, છગનલાલ હરજીવનદાસ.
,, પુરૂષોત્તમ લલુભાઇ
,, મોહનલાલ કરસનદાસ.
,, સોમનાથ જેસંગદાસ.
,, આત્મારામ કેસવલાલ.

રા. સાંકળચંદ મોહનલાલ.
,, મોહનલાલ દામોદર.
,, પુરૂષોત્તમ નાથાભાઈ.
,, મણીલાલ જીવાભાઇ.
,, આત્મારામ મનસુખરામ.
,, બેચરદાસ મોહનલાલ.
,, નાથાભાઇ શ્રીધરદાસ.
,, રામદાસ નારણદાસ.
,, નારણભાઇ જેસીંગભાઇ.
,, મોતીભાઇ ફતેહસીંહ.
,, રણછોડભાઈ ખોડીદાસ.
,, કુબેરભાઇ જોરાભાઇ.
,, ઇશ્વિરભાઇ જેસીંગદાસ.
,, શંકરભાઈ બેચરભાઇ.
,, નગીનદાસ વ્રજલાલ.
,, હરગોવિંદ નારણદાસ.
,, શીવાભાઈ જેસીંગદાસ.
,, વિઠ્ઠલભાઈ સાંકળચંદ.
,, અમૃતલાલ વિઠ્ઠલભાઇ.
,, રતીલાલ ડાહ્યાભાઇ.
,, અમ્બારામ જેઠીદાસ.
,, લલુભાઈ હરીભાઇ.
,, ઉમેદરામ પુરૂષોત્તમ.
,, પુંજાભાઇ હેતાભાઇ.
,, હરગોવિંદ જોઇતારામ.
,, ચુનીલાલ શંભુદાસ.
,, કીલાભાઈ લલુભાઇ.
,, દેવરાજ માવજીભાઇ.
,, ઇશ્વરભાઈ મહાદેવભાઇ.
,, ધનજીભાઈ મનજીદાસ.
,, અમ્બારામ રણછોડદાસ.
,, વિઠલભાઈ ખુશાલદાસ.

રા. અમ્બારામ ઇચ્છારામ.
,, જેઠાલાલ હરગોવિંદદાસ.
,, ત્રિભોવનદાસ બાપુજી.
,, લાલદાસ પિતામ્બરદાસ.
,, દેસાઇભાઈ નાગરદાસ.
,, પુંજાભાઈ રામજીભાઈ.
,, પુરૂષોત્તમ નથ્થુદાસ.
,, દાનાભાઇ ડાહ્યાભાઈ.
,, ડાહ્યાભાઇ કાનજીભાઈ.
,, દેવસીભાઈ લાધાભાઇ.
,, રામજીભાઇ જીવાભાઇ.
,, રતનસિંહ ડુંગરસીંહ.
,, લાલભાઇ રઇઆભાઇ.
,, લખુભાઈ દેવજીભાઈ.
,, ખેતાભાઇ કાનજીભાઇ.
,, દેવજીભાઇ કેસરાભાઈ.
,, કરમશી શીવજીભાઇ.
,, શીવજીભાઈ હરજીભાઈ.
,, વિસરામ સામાભાઈ.
,, હીરસિંહજી રણછોડભાઈ.
,, હાથીભાઈ રવાભાઈ.
,, નાથાભાઈ રાયજીભાઇ.
,, મથુરભાઈ રેવનદાસ.
,, ભોગીલાલ ગીરધરદાસ.
,, ગુલાબચંદ શીવરામ.
,, ચુનીલાલ લાલદાસ.
,, ઉમેદભાઇ હાથીદાસ.
,, વિસરામ દેવજીભાઇ.
,, રતનશી કરસનભાઈ.
,, રામજીભાઇ જેઠાભાઈ.
,, રાજાભાઈ સામજીભાઇ.
,, નાથાભાઈ સેવજીભાઇ.

રા. બેચરભાઇ દેવચંદ.
,, ચતુરભાઇ શંકરદાસ.
,, હરગોવિંદ માધાભાઈ.
,, લલુભાઈ બાજીદાસ.
,, કેશવલાલ પરભુદાસ.
,, મેઘજીભાઈ ભગવાનદાસ.
,, દાનજીભાઇ રામચંદ.
,, ભગવાનદાસ હીરાભાઇ.
,, ગોપાળજી હેમરાજ.
,, રેવાભાઇ માવજીભાઈ.
,, કુબેરસિંહજી ભવાનીસિંહજી.
,, દેવકરણ રૂગનાથ.
,, માધાભાઇ મોતીભાઇ.
,, અમીચંદ કેવળભાઇ.
,, ગણેશજી મોતીભાઇ.
,, નરસીંહભાઈ જેચંદભાઈ.
,, કરસનભાઇ વસતારામ.
,, સાંકાભાઈ વાલજીભાઇ.
,, માધવદાસ ખેમજીભાઇ.
,, કોદરજી ડુંગરજી.
,, જોઇતારામ બાવજીભાઇ.
,, ભાઇચંદ મોંઘજીભાઇ.
,, કીશોરદાસ રણછોડદાસ.
,, ડાહ્યાભાઇ ગંગારામ.
,, ફુલચંદ અમ્બારામ.
,, લાલજીભાઈ દેવજીભાઇ.
,, મોરારજી મેઘજી.
,, ઠાકરશીભાઇ લાલજીભાઇ.
,, ખેડાભાઈ અને કાનજીભાઈ.
,, ફુલાભાઈ મનોરદાસ.
,, રામચંદ્ર ગણેશ.
,, શીવાભાઇ નાનદાસ.

રા. ધરમદાસ કાળીદાસ.
,, નારણજી સુખલાલ.
,, લાલજીભાઈ દેવજીભાઇ.
,, શીવલાલ કાશીદાસ.
,, જીવાભાઈ પુંજાભાઇ.
,, છોટાલાલ સામજીભાઈ.
,, નારણજી રતનજીભાઇ.
,, કાળાભાઇ દુદાભાઈ.
,, કેશવલાલ કાળીદાસ.
,, રણછોડભાઇ અમથાભાઇ.
,, છોટાલાલ ગરબડદાસ.
,, મોતીભાઇ નારણભાઈ.
,, જેશીંગભાઇ માધવજી.
,, ભોગીલાલ વિઠ્ઠલદાસ.
,, લલુભાઇ બાપુજી.
,, તુલસીદાસ ભવાનદાસ.
,, નરોત્તમદાસ ગીરધરદાસ.
,, ચુનીલાલ મુળચંદ.
,, સોથનાથ રૂપજીભાઇ.
,, વલ્લભજી નારણભાઇ.
,, ચતુરભાઇ અમીચંદ.
,, ગુલાબભાઇ ઇશ્વરભાઇ.
,, જમનાભાઇ ગટોરદાસ.
,, વિઠલભાઈ નરસિંહભાઈ.
,, શંકરભાઈ મુળજીભાઈ.
,, રાજારામ નાગરદાસ.
,, રામજીભાઇ ત્રિકમજી.
,, ખીમાભાઇ જેઠાભાઈ.
,, ગોકળદાસ કાનજીભાઇ.
,, માવજીભાઇ હરીભાઇ.
,, રામજીભાઈ જુઠાભાઇ.
,, હરીભાઇ ગોપાળભાઇ.

રા. ભલુભાઇ કેવળદાસ.
,, દામોદર છોટાલાલ.
,, મુખી મોતીભાઇ.
,, હરજીભાઇ લાલભાઇ.
,, મગનલાલ લલુભાઇ.
,, મોહનલાલ મથુરદાસ.
,, ઝવેરભાઇ હરીભાઇ.
,, રણછોડલાલ ભગવાનદાસ.
,, માધવજી જીવણભાઈ.
,, પુરૂષોતમ કલ્યાણજી.
,, ગુલાબદાસ મનોરદાસ.
,, અમ્બારામ અમથાભાઈ.
,, મોહનભાઇ ચેલદાસ.
,, ભઇજીભાઈ પુંજાભાઈ.
,, આશાભાઇ ભલાભાઇ.
,, ખોડીદાસ પરભુદાસ.
,, હરીદાસ નાનદાસ.
,, અમાઇદાસ માધજીભાઇ.
,, રેવાભાઇ કુબેરભાઇ.
,, ખેમાભાઇ સાંકાભાઇ.
,, મોતીભાઇ કેવળદાસ.
,, વાલજીભાઇ કેવળદાસ.
,, ફુલચંદ કાળીદાસ.
,, દેસાઇભાઇ દેવાભાઇ.
,, ગુલાબચંદ ભઇજીભાઈ.
,, ગુલાબચંદ જીજીભાઈ.
,, ચતુરભાઇ સાંકળચંદ.
,, છોટાલાલ લક્ષ્મીચંદ.
,, અંબાલાલ મોહનલાલ.
,, ભાણજીભાઇ દેવરાજ.
,, આણંદજી મેઘજીભાઇ.
,, મગનલાલ ખુશાલદાસ.

રા. કુબેરદાસ જેઠાભાઇ.
,, નરશીદાસ જેસીંગભાઇ.
,, અમ્બારામ રણછોડદાસ.
,, નરશીદાસ અમીચંદ.
,, ધનજીભાઈ મનજીદાસ.
,, કેશવલાલ ડાહ્યાભાઈ.
,, પોચાભાઇ ચકુભાઈ.
,, લલુભાઈ છોટાલાલ.
,, ત્રિકમલાલ દલપતરામ.
,, P. Kastia & Co.
,, ચીમનલાલ નારણદાસ.
,, મુળચંદ પ્રહેલાદજી.
,, વલ્લભરામ કાળીદાસ.
,, રતીલાલ દયારામ.
,, કાળીદાસ હરજીવનદાસ.
,, મનસુખરામ પ્રેમજીભાઈ.
,, પુરૂષોત્તમદાસ છગનલાલ.
,, દેશાઈ શ્રી મોહનલાલભાઈ.
,, ભગવાનજી જીભાઇ.
,, દેસાઈભાઇ મથુરભાઇ.
,, શામળભાઇ પુરૂષોત્તમદાસ.
,, નાથાભાઈ ગોપાળજી.
,, પુરૂષોત્તમ દેવજીભાઇ.
,, જવેરભાઇ રાયજીભાઇ.
,, છોટાભાઈ રાયજીભાઇ.
,, મુલચંદ દયાળજી.
,, ગણેશલાલ જેસીંગદાસ.
,, વસનજી બેચરદાસ.
,, વિઠ્ઠલદાસ નારાયણદાસ.
,, વિઠ્ઠલદાસ અમીચંદ.
,, હીરાલાલ કેશવલાલ.
,, માધલાલ ઉમેદરામ.

રા. અમથાલાલ ઉમીઆલાલ.
,, ગબડભાઈ નથુભાઇ.
,, મોતીલાલ કેશવલાલ.
,, મણીલાલ લલુભાઇ.
,, છગનલાલ પિતામ્બરદાસ.
,, ગણુપતરામ ભવાનીરામ.
,, અમથારામ ત્રિકમદાસ.
,, મથુરાંદાસ ચુનીલાલ.
,, હીરાલાલ ફ્ત્તેહચંદ.
,, નરશીલાલ સુંદરલાલ.
,, નગીનદાસ બુલાખીદાસ.
,, લાલદાસ પરશરામ.
,, ગોપાળદાસ મોતીરામ.
,, સીવલાલ હીરાચંદ.
,, શિરોમણદાસ કેવળદાસ.
,, ત્રિકમદાસ ઉજમચંદ.
,, હેમલાલ તારાચંદ.
,, ગીરધરલાલ ઝીંણાભાઈ.
,, હીરાભાઇ પુંજાભાઈ.
,, જીવાભાઇ દેવકરણુભાઇ.
,, કુબેરદાસ હરીચંદ.
,, ગોકળદાસ દેવચંદ.
,, કાળુભાઇ ગણેશભાઇ.
,, ઠાકરશી રણછોડભાઇ.
,, પુરૂષોત્તમ જીવાભાઇ.
,, શીવલાલ પિતામ્બર.
,, બાવલભાઇ કરસનદાસ.
,, ખોડીદાસ જવેરદાસ.
,, વનમાળી ભુધરદાસ.
,, મોહનલાલ પ્રાણુદાસ.
,, પિતામ્બર કાકુભાઇ.
,, આત્મારામ ડોસાભાઇ.
,, હરજીવન ખુશાલદાસ.

રા. પુરૂષોત્તમ રણછોડદાસ.
,, પુરૂષોત્તમ મોહનલાલ.
,, મંગળદાસ પુરૂષોત્તમ.
,, બેચરભાઇ પુરૂષોત્તમ.
,, " કડી પાટીદાર મિત્રમંડળ.
,, મોહનલાલ મોતીરામ.
,, વાડીલાલ ત્રિભોવનદાસ.
,, ધનજીભાઇ ભુધરદાસ.
,, મોહનલાલ મોતીલાલ.
,, સામળદાસ કરસનદાસ.
,, અમ્બારામ હરીભાઇ.
,, સેંધાભાઇ રામાભાઇ.
,, કેશવલાલ આત્મારામ.
,, હરીલાલ નથુભાઈ.
,, વિઠ્ઠલદાસ રણછોડદાસ.
,, આત્મારામ ખોડીદાસ.
,, આત્મારામ કાળીદાસ.
,, હરજીવન ખોડીદાસ.
,, ચેલદાસ ગુલાબદાશ.
,, મોતીલાલ સાંકળચંદ.
,, પુંજાભાઇ દયાળજી.
,, ભગુભાઈ દયાળજી.
,, દુર્લભદાસ ધનજીભાઈ.
,, અમરચંદ પુંજરાજ.
,, ક્નીરામજી એકલાલ.
,, મકનજી જીવણજી.
,, પુરૂષોત્તમ બેચરદાસ.
,, રૂડા વસતા કાલરીઆ.
,, રામપ્રસાદ શંભુપ્રસાદ.
,, કાળીદાસ લાલભાઈ.
,, કાળાભાઇ કરમશીભાઇ.
,, લાધાભાઇ પુંજાભાઇ.
,, વનમાળીદાસ સીવરામ.

રા. ગણેશદાસ માધવજી.
,, પરભુદાસ રાજારામ.
,, ત્રિભોવન મુળચંદ.
,, ઇશ્વરભાઇ નરશીભાઇ.
" બેચરભાઇ જવેરભાઇ
,, નાથાભાઇ બેચરદાસ.
,, બેચરભાઇ રેવનદાસ.
,, રા. છગનલાલભાઇ.
,, દયાશંકર પુરૂષોત્તમ.
,, ગીરજાશંકર ગંગારામ.
,, જેઠાભાઇ જીવજીભાઇ.
,, માધુભાઇ મનોરદાસ.
,, રેવાભાઇ કુબેરદાસ.
,, વસ્તાભાઇ રાજાભાઈ.
,, મોહનલાલ હીરાભાઇ.
,, કોદરલાલ રાયચંદ.
,, માધુભાઇ છગનલાલ.
,, સામલ બાદરજી.
,, કેસરજી દલજીભાઈ.
,, ધીરાજી જીતાજી.
,, ભીખાભાઈ રામજી.
,, હાથીભાઇ ખુમજીભાઈ.

રા. સવજીભાઇ પુંજાભાઇ.
,, ગુલાબચંદ અમરચંદ.
,, વીરચંદ પાનાચંદ.
,, લક્ષ્મણજી કેશવજી.
,, છીતરજી બેચરજી.
,, ખુશાલદાસ વેલજીભાઇ.
,, જેઠાભાઇ નથુભાઇ.
,, નાથજી કીશોરભાઇ.
,, ચકુભાઇ ગંગારામ.
,, બેચરદાસ મોરારદાસ.
,, નંદલાલ નાથાભાઇ.
,, સોમાભાઇ ગીરધરલાલ.
,, કેશવલાલ જીભાઇ.
,, ચુનીલાલ શંકરદાસ.
,, મંગુભાઇ શામળદાસ.
,, જમનાદાસ રણછોડદાસ.
,, ગોરધનદાસ ગુલાબદાસ.
,, કાળીદાસ માધવજી.
,, ઉજમદાસ માનદાસ.
,, મોહનલાલ પુરૂષોત્તમ.
,, પુરૂષોત્તમ પ્રહેલાદજી.
,, ચુનીલાલ લાલજીભાઈ.



# શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજ.



એક બીજાને મદદગાર બની ખેતીવાડી સુધારવી, વિદ્યાનો વધારો કરવો. અને દેશકાળને અનુસરતા ન હોય તેવા ચાલુ રીતરિવાજોમાં સુધારો વધારો કરી, મિથ્યા મોટાઈમાં થતા અયોગ્ય ખરચો બંધ કરવાં અને સશાસ્ત્ર સ્વધર્મે વહન કરવું અને કરાવવું, તે આ સંસ્થાનો ઉદ્દેશ છે. મેમ્બરોની વાર્ષિક ફી રૂ. ૧-૦-૦ રાખવામાં આવી છે, નિયમો વગેરે વધુ માહેતી માટે તેના સેક્રેટરીને પુછો.



ઉપરોક્ત સમાજ તરફથી નીકળતું માસિક.

## 'કડવા વિજય.'



દર મહિને પ્રસિદ્ધ થાય છે જેનું વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ (ટપાલ ખર્ચ સાથે) રાખવામાં આવ્યું છે. જ્ઞાતિની સાંસારિક, તથા ધાંર્મિક ઉન્નતિ અર્થે સમાજના દરેક આશયો ચર્ચાવતુ અને જ્ઞાતિની જુદી જુદી સમાજો મંડળો, પંચ, ગોળ અને જથાઓની જાણુવાજોગ હકીકતો તેમજ બીજી અનેક ખબરો આપતું આ માસિક ઉપયોગી હોવાથી દરેક જ્ઞાતિબન્ધુઓએ તેના ગ્રાહક થઈ ઉત્તેજન આપવાની જરૂર છે.


પુરૂષોત્તમ લલ્લુભાઈ

તંત્રી-'કડવા વિજય'

વિરમગામ.

## 'પટેલ બન્ધુ.'



લેઉવા પાટીદારોની સાંસારિક તેમજ ધાર્મિક ઉન્નતિ અર્થે અગત્યના વિષયો ચર્ચાવતુ આ માસિક સુરત મુકામે 'પાટીદાર યુવક મિત્ર મંડળ' તરફથી પ્રસિદ્ધ થાય છે. માસિકનું કદ રોયલ ૮ પેજી ૪ ફૉર્મનું છે જેનું વાર્ષિક લવાજમ રૂા. ૧-૮-૦ રાખવામાં આવ્યું છે. વધારે માહેતી વિષે નીચેના સરનામે પુંછવું.

કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા,<br>
તંત્રી-' પટેલ બન્ધુ.'<br>
સુરત.

# પુસ્તક મળવાનાં ઠેકાણાં.

| | |
|---|---|
| વિરમગામ. ... | ગ્રંથકર્ત્તા પાસેથી. |
| પાટડી.... ... | પરી. મફતલાલ હરખજી. |
| ધ્રાંગધ્રા. ... | દેશાઇ છોટાલાલ પુરૂષોત્તમદાસ. |
| વીરાણી (કચ્છ). | પા. રાનજીભાઇ મોજાભાઇ. |
| અમદાવાદ. ... | પરી. હરિદાસ ગોવિંદલાલ. ઠા. દરીઆપુર-વાડીગામ [illegible] પોળ. |
| ″ | મી [illegible]ભાઇ છોટાલાલ વતનદાર ઠા. રીચીરોડ અથવા કડવાપોળ. |
| ″ | સત્યનારાયણ પ્રીન્ટીંગ પ્રેસના મેનેજર. |
| [illegible]. ... ... | પા. પુરૂષોત્તમ લલ્લુભાઇ. |
| સાણંદ. ... ... | પા. જમનાદાસ [illegible]ભાઇ. |
| [illegible]. ... ... | મી પુરૂષોત્તમ હરગોવિંદ માસ્તર. ઠા. વાડી વચલી પોળ. |
| સુરત. ... ... | મી. ગગુભાઇ નગીનદાસ ટીકીવાળા ઠા. વાડી ફળીઆમાં. |

